# મહીકાંઠા એજન્સિની સામાન્ય

# ભૂગોળ.

ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ, અને મહીકાંઠાની વિસ્તૃત
સામાન્ય હકીકત સહિત.

લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર
ભાઈચંદ પુંજાદાસ શાહ,
હેડ માસ્તર, તાલુકા સ્કુલ સાદરા—(મહીકાંઠા એજન્સિ.)

આવૃત્તિ પહેલી (પ્રત ૧૦૦૦).





સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ એજન્સિ કંપની
લીમીટેડ પ્રેસમાં મેનેજર મોહનલાલ મુળચંદ શાહે છાપ્યું.

કિંમત ત્રણ આના.

# મહીકાંઠા એજન્સિની સામાન્ય

# ભૂગોળ.

ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ, અને મહીકાંઠાની વિસ્તૃત
સામાન્ય હકીકત સહિત.




લખનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ભાઇચંદ પુંજાદાસ શાહ,**

હેડ માસ્તર, તાલુકા સ્કુલ સાદરા–( મહીકાંઠા એજન્સિ. )


— ❊ —


આવૃતિ પહેલી. (પ્રત ૧૦૦૦).







સંવત ૧૯૭૦. સને ૧૯૧૪.

— ❊ —

અમદાવાદ—યુનાઇટેડ પ્રિન્ટિંગ એન્ડ જનરલ એજન્સિ કંપની
લીમીટેડ પ્રેસમાં મેનેજર મોહનલાલ મુળચંદ શાહે છાપ્યું.

કિંમત ત્રણ આના.



મહેરબાન ઠાકોર સાહેબ શ્રી તખતસિંહજી કરણસિંહજી-કઠોસણ

(મહીકાંઠા.)

જન્મ સને ૧૮૭૦
સંવત ૧૯૨૭ના માર્ગશીર્ષ

ગાદીએ આવ્યા ઈ. સ. ૧૯૦૧.

# અર્પણ પત્રિકા.

## અનેક સદ્‌ગુણાલંકૃત શ્રીમાન્

## નામદાર ઠાકોર સાહેબ શ્રી તખ્તસિંહજી સાહેબ.

તાલુકેઃ—ફટોસણ.

પ્રજાના અભ્યુદયાર્થે કેળવણીના વિસ્તારની જરૂર છે એવી આપ નામદારની દૃઢ માન્યતાને લીધે, મહીકાંઠામાં કેળવણી વધે તે હેતુથી સતત કાળજી રાખી પ્રયત્નશીળ રહો છો. પૂર્વે થઈ ગએલા પૂજ્ય ચીરસ્મરણીય પ્રજાપાળક રાજકર્ત્તાઓને અનુસરી પ્રજાના અભ્યુદય માટે કરના બોજા કમી કરી ધાર્મિક, આર્થિક અને ઔદ્યોગિક ઉન્નતિ ઇચ્છી, પ્રજાજનોને પ્રેમભાવનાથી જુઓ છો. તેથી પ્રજા આપને ખરા જીગરથી ચહાય છે. આપશ્રીની કીર્તિ મહીકાંઠા અને બહાર સર્વત્ર પ્રસરેલી છે. આપ નામદારશ્રીના સદ્‌ગુણોની નામદાર કદરદાન સરકારે કદર કરી છે તેની એ પ્રતીતિ છે. આથી સઘળા મહીકાંઠાને મગરૂર થવા જેવું છે. એવા સદ્‌ગુણોથી વિભુષિત, દૃષ્ટાંતરૂપ, બાહોશ રાજકર્ત્તાના ધાઢ પરિચય દરમ્યાન મારા ઉપરના વખતો-વખતના ઉપકારોના સ્મરણમાં આ લઘુ ગ્રંથ, પ્રેમપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

આપ નામદાર શ્રીનો

નમ્ર સેવક,

ભાઇચંદ પુંજાદાસ શાહ.

હેડ માસ્તર તાલુકા સ્કુલ સાદરા.

# પ્રસ્તાવના.



મહીકાંઠા એજન્સિનું સામાન્ય વર્ણન, સંસ્થાનો અને તાલુકાની ભૂગોળ, જાણવા લાયક સ્થળો; અને ભૂગોળની સંજ્ઞાઓ આપી આ પુસ્તક બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ ઉપરાંત ઉપલાં ધોરણના વિદ્યાર્થીઓ, શિક્ષકો વગેરેને ખાસ ઉપયોગી થઇ પડે અને માહિતી મળે એ ઉદ્દેશથી લખવામાં આવ્યું છે.

શિક્ષકોના ધ્યાનમાં હશેજ, કે પ્રથમ સ્થળસૂચક શબ્દોથી શરૂ કરી દિશાઓનું શિક્ષણ ચોકસ અપાયા પછી, નિશાળના મકાનથી આરંભ કરી તેની આસપાસનાં ફળીઆં, રસ્તા, ગામની ભૂગોળ એ પ્રમાણે આગળ વધીને તાલુકા અને સંસ્થાનની ભૂગોળ, છોકરાઓને ગમ્મત પડે અને તેમની વિચાર શક્તિ ખીલે એ રીતે શીખવવાની છે. તેમાં આ પુસ્તક સહાયભૂત થઈ પડે એ હેતુ રાખવામાં આવ્યો છે.

મ્હોટાં ગામ, નદીઓ, કે તેવી બીજી હકીકત છોકરાં ગોખી કાઢે કે વાંચી જાય એ બહુ ઉપયોગનું નથી; પરંતુ ત્યાં વસતા લોકો અને તેમના ઉદ્યોગો, ત્યાંની જમીન, જમીન ઉપર આધાર રાખતી ખેતી અને બીજી પેદાશો, ગામ, તાલુકા, સંસ્થાન અને એજન્સિના અધિકારીઓ, તેમની ફરજો, વગેરે ઘણી બાબતોથી શિક્ષકોએ વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઇએ. આ બધું શિખવવાનો ઘણો આધાર શિક્ષકની જાત માહિતી અને શિખવવાની કળા ઉપર છે.

નકશાની મદદ અને સ્થળોના વર્ણનથી વિદ્યાર્થીઓને ગમ્મત સાથે જ્ઞાન મળે છે. એ જાણીતી વાત છે તેમાં રમુજી વર્ણનથી તેમના મન ઉપર એવી તો સચોટ અસર થાય છે કે ફરી તેમને તે વિષે પુસ્તકમાંથી વાંચવાની જરૂર પડતી નથી.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે ભૂગોળનું પુસ્તક તો ફક્ત બાળકો માટેજ છે, તેથી તેની વિશેષ માહિતી મેળવવા માટે મોટી વયના પુરૂષો પ્રયાસ કરતા હોય એમ લાગતું નથી. એમ ધારવામાં આપણી ભૂલ છે. આ એજન્સિ સંબંધિ મેં ફક્ત જુજ જ્ઞાન સ્કુલમાં ભણતી વખતે તે વખતના ભૂગોળના નાના પુસ્તકમાંથી મેળવ્યું હતું. તેજ. પરંતુ શિક્ષક પદે આવ્યા પછી મહીકાંઠા સંબંધિ વિશેષ હકીકત જાણવાની જીજ્ઞાસાએજ મને વધારે જ્ઞાન સંપાદન કરવા પ્રેરણા કરી છે અને તેનુંજ આ લઘુ પુસ્તક એ પરિણામ છે. આ એજન્સિના વતનીને તો ખસુસ કરીને મહીકાંઠા સંબંધિ ભૂગોળનું જ્ઞાન અવશ્ય હોવુંજ જોઇએ. એજન્સિ, દરેક સંસ્થાન, તાલુકો, જિલ્લો કે પ્રાંતની માહિતી મેળવવાથી ઘણી જાતના લાભ થાય છે.

આ પુસ્તક છપાવી પ્રગટ કરવા માટે ઉત્સાહ પ્રેરનાર ઉદાર ચિત માનવંતા અને મહીકાંઠામાં પ્રજાનું હિત અને કેળવણીનો ફેલાવો કરવાનું જેના હૃદયમાં નિરંતર વાસ કરી રહેલું છે એવા નેક નામ. મે. કટોસણ ઠાકોર સાહેબ અને મે. વરસોડા ઠાકોર સાહેબે ઉદાર આશ્રય આપી જે મદદ કરી છે તેથી હું આ સ્થળે તેઓ નામદાર સાહેબોનો અંતઃકરણ પૂર્વક આભારી છું.

આ પુસ્તક લખવામાં તેમજ એજન્સિ બંધારણ વગેરે સંબંધિ કેટલીક વિશેષ માહિતી આપવામાં મ્હને મ્હારા પરમ શુભેચ્છક રા. રા. દામોદર મહાશંકર ભટ્ટ, મહીકાંઠા એજન્સિના કેળવણી ખાતાના અધ્યાપક પેન્સનર ડે. એ. ઈ. સાહેબ મે. પ્રભુરામભાઇ મુળજીરામ ભટ્ટ, હાલના ડે. એ. ઈ. સાહેબ મે. મહુંમદમીઆં ઉ-સમાનમીઆં કુરેશી સાહેબ, સ્કોટકોલેજના હેડ માસ્તર સાહેબ મે. હરિલાલ ચંદુલાલ ઠાકોર, પેન્શનર એજન્સિ સિરસ્તેદાર, અંબાલાલ પ્રભુદાસ, સાક્ષર ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ બી. એ, પેન્શનર થાણદાર મુળચંદ ઉત્તમદાસ, ગોવરધનદાસ ધરમદાસ અને શિક્ષક બંધુઓ, અને એજન્સિ સ્ટાફના ઘણા અનુભવી સદ્દગૃસ્થોએ આ પુસ્તક વાંચી સુધારી તેમજ મારા અભ્યાસ અને અનુભવમાં વધારો થાય તેવા હેતુથી જે જે કીંમતી સલાહ અને સુચનાઓ આપી છે તે માટે હું તેમનો અંતઃકરણ પૂર્વક આભારી છું.

પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કોલેજના સ્વર્ગસ્થ પ્રિન્સિપાલ રાવસાહેબ માધવલાલ હરિલાલ દેશાઇ અને હાલના પ્રિન્સિપાલ રાવબહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી જેઓ મ્હારા ટ્રેનિંગ કોલેજના શિક્ષાગુરૂ છે, તેમણે કીંમતી અને વિદ્વતા ભરેલા ભૂગોળના શિક્ષણ વિષેના સને ૧૮૮૨ થી આજ સુધીના ગુજરાતશાળા પત્રોમાં જે જે લેખો લખ્યા છે. તેમાં સુચવેલી સુચનાઓ અનુસાર આ પુસ્તકની સંકળના રચવામાં આવી છે. તેથી તેઓ સાહેબોનો, આ પુસ્તક યોજવામાં એજન્સિ અધિકારી સાહેબોએ મને વખતોવખત કીંમતી

સુચના આપી છે તેથી તેમનો, અને આ પુસ્તક લખવામાં મેં જે જે પુસ્તકોની મદદ મેળવી છે તે તે પુસ્તકોના કર્ત્તાનો, તેમાં ખાસ કરીને ઇડર સંસ્થાનની ભૂગોળ લખવામાં રા. રા. જોગીદાસની ભૂગોળથી મને ઘણી ઉપયોગી સહાય મળી હતી તેથી તેમનો, એ સૌનો અંતઃકરણ પૂર્વક આભારી છું.

આ પુસ્તક લખવામાં અપૂર્ણ રહેલી બાબત યા ભૂલો સુચવવા કૃપા થશે તો તે ઉપકાર સાથે સ્વીકારી બીજી આવૃત્તિ લખતે યોગ્ય સુધારો કરી કૃતાર્થ થઇશ.

તા. ૧-૧-૧૪

સાદરા.

ભાઈચંદ પુંજાદાસ શાહ.



# નામદાર કટોસણ ઠાકોર સાહેબશ્રી તખ્તસિંહજી કરણસિંહજીનું સંક્ષિપ્ત

# જીવન ચરિત્ર.

અજ્ઞાનના ઘોર અંધારામાં સુષુપ્તિ સ્થીત ગાળનાર અને કેળવણીના દીવ્ય પ્રકાશને જોઇ આંખો ચોળી ઉઠનાર એવા લાખો અશિક્ષિત મનુષ્યોથી વસાયેલા કોઇ એક મુલકમાં, જન સમાજના ઉદયની ઉત્કટ ઇચ્છા વાળા પ્રયત્નશીળ પરમાર્થી પુરૂષોનો જન્મ થવો એ ઉપરોક્ત મુલકના ઉદયની સાચી નિશાની છે; અને એવા ઉત્તમ શ્રેણીના જન સમાજનું કલ્યાણ ઇચ્છનાર એક રાજકર્ત્તાનો જન્મ, એ તો કોઇ મહત્ પુણ્યનુ ફળ છે. એવા એક સદ્‌ગુણસંપન્ન રાજ્ય કર્ત્તા, જેની પ્રભાવશાળી આકૃતિથી આ લઘુ ગ્રંથને તેના મુખ પૃષ્ટ ઉપર મૂકી અલંકૃત કરેલ છે તેમના ઉદાહરણ રૂપ થઇ પડેલ ભવ્ય જીવન સુજ્ઞ વાંચકોને ફાયદાયી થઇ પડે એ હેતુથી તે સબંધિ કંઇક લખવા રજા લઉછું.*

---

* આ રાજ્યનો પાછલો ઇતિહાસ પણ જાણવા જોગ છે તેથી અત્રે આપીએ છીએઃ—

ઇ. સ. ના અગીઆરમા સૈકામાં ગુજરાતના સોળંકી રાજા કરણના વખતમાં ( કેટલાક ઇતિહાસકારો કરણઘેલાના વખતમાં આ હકીકત

નામદાર ઠાકોર સાહેબશ્રી તખ્તસિંહજી સાહેબનો જન્મ ઇ. સ. ૧૮૭૦ સંવત્ ૧૯૨૭ માર્ગશીર્ષ માસમાં થયો હતો બાલ્યાવસ્થાથીજ પોતે ચંચળ, ઉદ્યોગી, બાહોશ; સદ્‌ગુણ અને અંગકસરત ઉપર પ્રીતિવાળા માલમ પડતા હતા. તેથી તેમના સહવાસમાં જે જે

---

બની હતી એમ લખે છે). કેસર મકવાણાના મરણ પછી તેમના કુંવર હરપાળ, વિજયપાળ અને શાન્તાજી કચ્છમાં કિરંતીગઢ કે કેરાકોટામાંથી નાશી ગુજરાતમાં આવ્યા. તેમાંના વડા હરપાળ પાટડીની ગાદીએ, વિજયપાળ ઇલોલ અને શાન્તાજીએ સાંથળ કબજે કર્યું. એ શાંતાજી પછી એમના વંશમાં કેટલીક પેઢીએ ખાનાજી નામે નામાંકિત પુરૂષ થયા. તેમણે મહંમદ બેગડાના વખતમાં જબરો લૂંટારો કાળો ભીલ હતો તેને માર્યો તેથી કટોસણની આસપાસનાં ૮૪ ગામો પાદશાહ તરફથી મળ્યાં. તેમણે રાજધાની સાંથળમાંથી ઉઠાવી કટોસણમાં કરી.

ખાનાજીથી દશમી પેઢીએ જસવંતસિંહજી અને તે પછી ચોથી પેઢીએ અજબસિંહજી થયા. તેમના વખતમાં આ રાજ્યના તાબામાં ૨૫૦ ગામો હતાં. આ ઠાકોર બહાદુર અને ચાલાક હતા.

અજબસિંહજી નિર્વંશ મરણ પામવાથી તેમના ભાઇ અગરસિંહજી ગાદીએ આવ્યા. એમને ( ૧ ) સુંરજમલજી ( ૨ ) સુજાજી ( ૩ ) ઇજાજી ( ૪ ) સુરતાજી અને ( ૫ ) અદાજી એ પાંચ કુંવરો હતા. સુરજમલજી પાટવી હતા તેથી અગરસિંહજીના મરણ પછી કટોસણની ગાદીએ બેઠા. સુજાજીને મેમદપુરા, ઇજાજીને ઇજપુરા, સુંરતાજીને રાણીપુરા અને અદાજીને પાલજ ગીરાસમાં આપ્યાં.

મોટા મોટા અધિકારીઓ અને રાજકુટુંબો આવેલાં તેમણે તેઓ એક બાહોશ, સદ્‌ગુણી, ઉદ્યોગી, ચાલાક અને નમુનેદાર રાજકર્ત્તા નીવડશે એવી સંપૂર્ણ આશા બાંધી હતી. શરૂઆતથીજ તેમના ઉપર નીતિની છાપ સજ્જડ બેસે તેમજ સદ્‌ગુણી થઇ ઊંચા પ્રકા-

---

સુરજમલજીના મરણ પછી એમના કુંવર બનેસિંહજી ગાદીએ બેઠા. તેમના વખતમાં કડીમાં ગાયકવાડ સરકાર ફતેહસિંહરાવના ભાઇ મલ્હારરાવ રાજ્ય કરતા હતા. તેમણે બનેસિંહજીની બાલ્યાવસ્થા અને રાજ્યમાં ચાલતી અંધાધુંધીનો લાભ લઇ કટોસણ અને તેના તાબાનાં ગામો લઇ લીધાં અને પોતાના લશ્કર પાસે કટોસણ ગામ લુંટાવી દીધું, ત્યારથી કટોસણ ગામ વેપાર રોજગારમાં મંદ થયેલું છે; જ્યારે કટોસણ ઉપર ચઢાઇ થઇ ત્યારે બાળ કુંવર બનેસિંહ-જીને તેમના મોસાળ મોકલી દેવામાં આવ્યા હતા. વયમાં આવતાં પોતાનાં ગામ પાછાં આપવા મલ્હારરાવને કહેવરાવ્યું પણ પાછાં નહિ મળવાથી બહારવટે નીકળ્યા. પાછળથી મલ્હારરાવ સાથે સલાહ થઇને ૪૨ ગામ પાછાં મળ્યાં તેમાંથી ૨૪ ગામ પોતાના ભાયા-તોને આપ્યાં. તે ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યા. એમને કાંઇ સંતાન નહિ હોવાથી એમના ભાઇ ભગવાનસિંહજીના કુંવર રાણાજી ૧૬ વર્ષની ઉમરે ગાદીએ આવ્યા. એમની પાસે ૧૮ ગામ હતાં. તેમની બાળ વયનો લાભ લઇ ૬ ગામ ગાયકવાડ સરકારે લઇ લીધાં તેથી ૧૨ ગામ કબજે રહ્યાં.

રાણાજીએ ઇ. સ. ૧૮૪૫ માં પાટણના એક વેપારીનો એક લાખ રૂપિયાનો માલ અમદાવાદથી જતાં ચુંવાળના કોળી લોકોએ લુંટી લીધેલો તે પકડી આપ્યાથી નામદાર સરકારે બંદુક બક્ષીસ

રની કેળવણી લઈ શકે તેવા હેતુથી તેમના પિતાશ્રીએ સારા અનુભવી વૃદ્ધ પાસવાનો રાખવાનું પસંદ કર્યું હતું. કે જેથી રાજવૈભવ અને નાનપણમાં મળેલી સ્વતંત્રતાથી આડા રસ્તે દોરાઈ જાય નહિ. બાલ્યાવસ્થાથીજ સંપૂર્ણ કાળજી રાખવામાં આવી હતી તેનું પરિણામ

---

આપી હતી. અને ઇ. સ. ૧૮૫૫ માં સિંધી બહારવટીઆને પકડી મે. પોલિટિકલ એજન્ટ વાલ્ટલોક સાહેબને સોંપવાથી નામદાર સરકારે રૂપાની કારીગરીના બે તમંચા ભેટ મોકલ્યા હતા. ઇ. સ. ૧૮૫૭ ના બળવા વખતે પણ એજન્સિને મદદ કરવાથી ઇ. સ. ૧૮૫૯ માં મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ એલ્ફીન્સ્ટન સાહેબે અમદાવાદ મુકામે એક સુંદર સફેદ અરબી ઘોડો કીનખાબના સાજ સાથે ભેટ આપ્યો હતો.

ઈ. સ. ૧૮૬૩ માં શ્રીમંત ગાયકવાડ સરકાર ખંડેરાવ મહારાજ પોતાના રાજ્યમાં ફરવા નીકળેલા હતા તેમનો પાટણ મુકામ હતો. ત્યારે રાણાજીએ કટોસણ પધારવા વિનતિ કરી તે ઉપરથી શ્રીમંત બહુચરાજી થઈ સ્વારી સહિત કટોસણ પધાર્યા. રાણાજીએ ત્રણ દિવસ સુધી શ્રીમંતની ઘણીજ કીમતી સેવા ઉઠાવી અથાગ માન આપ્યું અને હદ ઉપરાંત ખર્ચ કરી દરબાર ભરી મહારાજાને ઘટિત નજરાણો કર્યો. મહીકાંઠાના સરદારો તરફથી નહિ મળેલું એવું અસાધારણ માન મળવાથી મહારાજા ખંડેરાવ ઘણા ખુશી થયા અને રાણાજીને પોશાક, છત્રી, મશાલ, પાલખી વગેરે ઇનામ અને પાટવી કુમાર કરણસિંહજીને સોનાનાં કડાં બક્ષીસ કર્યા તે ઉપરાંત કડી મહાલમાંથી દર વરસે કટોસણ દરબારને રોકડ રકમ

ઠાકોરશ્રીના સંબંધમાં બેહદ સંતોષકારક અને લાભપ્રદ નીવડ્યું છે. અને તેમના ઉપર સદ્દગુણો અને નીતિની છાપ ઉત્તમ પ્રતિની પડી છે.

તેમને ગુજરાતી કેળવણી આપવાની શરૂઆત સાત વર્ષની ઉમરે થઇ હતી. નાની ઉમરમાં તેમની ચાલાકી અને અંગકસરતો જોઇ ઇ. સ ૧૮૮૦ માં તે વખતના મહેરબાન આસીસ્ટંટ પોલિ-

---

રૂ. ૧૦૦) મળે એવો લેખ કરી આપ્યો. તે પ્રમાણે આજ સુધી મળ્યાં જાય છે.

ઠાકોર રાણાજીને ધર્મ ઉપર ઘણીજ આસ્થા હતી. એમણે ઘણી જમીન ડાકોર, કડી, અમદાવાદના ગોસાંઇજીના મંદિરમાં અને પોતાના તાલુકાનાં દેવસ્થાનો પેટે ધર્માદા કરેલી છે. તેમજ જમીન, કૂવા વગેરે આપેલાં છે. એક વખતે સાદરામાં કામ પ્રસંગે ગયા હતા ત્યાં કસાઇઓ ગાયો મારવા માટે લઇ જતાં જોયા તેથી પોતાના પદરથી એમણે રૂપિયા આપી કસાઇઓ પાસેથી ૩૬ ગાયો છોડાવી હતી.

રાણાજી ૫૧ વર્ષ રાજ્ય ભોગવી ઈ. સ. ૧૮૬૯ માં સ્વર્ગવાસી થયા. એમના પછી પાટવી કુમાર કરણસિંહજી ગાદીએ બેઠા. એમનો જન્મ સંવત ૧૯૦૪ ના આસો વદ ૭ (ઇ. સ. ૧૮૪૮) ના રોજ થયો હતો. ઈ. સ. ૧૮૬૦ માં એમણે એજન્સિના સદર સ્ટેશન સાદરામાં મે. પોલિટિકલ એજંટ કર્નલ વાઇટલોક સાહેબની દેખરેખ નીચે વિદ્યાભ્યાસ કર્યો હતો. વળી એજન્સિ ઓફિસરોની અપ્રતિમ પ્રીતિ સંપાદન કર્યાથી એમના પિતાશ્રીના મરણ પછી તરતજ રાજ્યાધિકાર સોંપાયો હતો. રાજ્ય સત્તા હાથમાં આવ્યા પછી પિતાની માફક રાજ્યનો બંદોબસ્ત રાખ્યો હતો. મરહુમ નામદાર મહારાણી-

લિટિકલ એજંટ તથા મહેરબાન પોલિટિકલ એજંટ કર્નલ લીજીટ સાહેબે સાદરા તાલુકદારી સ્કુલમાં દાખલ કરાવ્યા હતા. અહીં થોડા વખતમાંજ તેમણે ગુજરાતી કેળવણીમાં નિપુણતા મેળવ્યાથી તેમજ તેમની હોંશિઆરી જોઇ ખુશ થઇ મે. પોલિટિકલ એજન્ટ કર્નલ

---

શ્રીના બીજા કુંવર ડયુક ઓફ એડીનબરો મુંબાઈ પધાર્યા ત્યારે ઠાકોર કરણસિંહજી તેમની મુલાકાત માટે મુંબાઈ ગયા હતા.

ઇ. સ. ૧૮૭૪ માં અદાજી ભૂપતાજી નામે પ્રખ્યાત બહારવટીઓ જે આજુબાજુનાં ગામોમાં ઘણો ત્રાસ આપતો હતો. તેને જાતે પકડી તે વખતના પોલિટિકલ એજંટ મે. કર્નલ લીજીટ સાહેબને સ્વાધીન કર્યાથી ઘણું સારૂં સર્ટિફિકેટ મળ્યું હતું. ઠાકોર કરણસિંહજીને પિતાની માફક ધર્મ ઉપર ઘણી પ્રીતિ હતી. તેઓ હંમેશાં નિયમિત રીતે કેટલોક વખત દેવપૂજા ને ઈશ્વર ભક્તિમાં ગાળતા. બાકીનો વખત રાજયનાં કામો કરવામાં ગાળતા. હથિયાર વાપરવાં, લાકડીના પટા ખેલવા તથા બંદૂક વડે નિશાન તાકવાં એનો એમને ઘણો શોખ હતો. ઘોડાને કેળવણી શી રીતે આપવી, કેમ ઉછેરવા વગેરે સુચનાઓ મે. પોલિટિકલ એજંટ સાહેબો તરફથી મળતી તે ધ્યાનમાં રાખી તેમણે કીંમતી ઘોડા ઉછેરી તૈયાર કર્યા. ઇ. સ. ૧૮૮૨ માં ડાકોરમાં ઘોડાનું પ્રદર્શન મે. ઉત્તર પ્રાંતના કમિશનર ઓનરેબલ મી. સેપર્ડ સાહેબની દેખરેખ નીચે ખુલ્લું મુકાયું ત્યારે ઘોડા મોકલ્યા હતા. ત્યાં આ ઘોડાઓ બીજા ઘોડાઓ કરતાં સર્વોત્તમ ગણાયા હતા. અને ઠાકોર કરણસિંહજી પ્રદર્શન કમિટીના મેંબર થયા હતા.

ફીલીપ્સ સાહેબે રાજકોટ રાજકુમાર કોલેજમાં કાઠિયાવાડમાં આ-વલાં ફર્સ્ટ કલાસ રાજ્યોના રાજકુમારો સાથે રહી તે વખતના કોલેજના પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મેકનોટન સાહેબની દેખરેખમાં

ઈ. સ. ૧૮૮૨ માં વડોદરાના હાલના મહારાજા શ્રીમંત સ-યાજીરાવ પોતાના રાજ્યમાં ફરવા નીકળ્યા હતા. તે પ્રસંગે ઠાકોર કરણસિંહજીએ નંદાસા ગામે મહારાજા સાહેબની મુલાકાત લીધી હતી. મહારાજાશ્રીની સ્વારી બહુચરાજી પધારતાં ઠાકોર કરણસિંહજીને ચામર બક્ષીસ કર્યો હતો.

ઈ. સ. ૧૮૮૭ માં નામદાર મહારાણીશ્રી વિક્ટોરીઆને રાજ્ય કરતાં પૂરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલીમાં "જ્યુબિલી મહોત્સવ" અને સને ૧૮૯૭ માં "ડાયમંડજ્યુબિલિ—હિરક જ્યુબિલી મહો-ત્સવ" આખા હિંદુસ્તાનમાં થયા હતા. તે પ્રસંગે ઠાકોર કરણ-સિંહજીએ પણ પૂર ભપકાથી આ મહોત્સવો પોતાના તાલુકામાં ઉજવ્યા હતા.

ધર્મનીષ્ઠ, નીતિમાન, દયાળુ અને રાજા કરણ જેવા સત્યવાદી અને દાનેશ્વરી, પુણ્યાત્મા ઠાકોર કરણસિંહજી ૩૧ વર્ષ રાજ્ય ભો-ગવી સંવત ૧૯૫૬ ના શ્રાવણ વદી ૬ ને ગુરૂવાર તારીખ ૧૫ મી ઓગષ્ટ સને ૧૯૦૦ ના રોજ સ્વર્ગવાસી થયા. તેમને ત્રણ કુમારો છે. પાટવી કુમાર તખ્તસિંહજી, બહેચરસિંહજી, અને નાહારસિંહજી ત્રણે કુમારો સુશિક્ષિત, કેળવાએલા, નીતિમાન, સદ્દગુણી અને મરદાનગી રમતો અને અંગ કસરતોના અનુભવથી વિભુષિત છે. ઠાકોર કરણસિંહજીના સ્વર્ગસ્થ થયા પછી ઠાકોર તખ્તસિંહજી ગાદીએ આવ્યા છે:—

અંગ્રેજી કેળવણીનું ઉંચા પ્રકારનું શિક્ષણ આપવાની તેમના પિતાશ્રીને ભલામણ કરી. તેથી તેમના પિતાશ્રીની ઇચ્છાનુસાર ઇ. સ. ૧૮૮૫ માં રાજકોટ રાજકુમાર કોલેજમાં દાખલ થયા. ઇ. સ. ૧૮૮૬ માં તેમણે મુંબાઇના ગવર્નર સાહેબ લોર્ડ રે, ઇ. સ. ૧૮૮૭ માં નામદાર મહારાણીશ્રીના પુત્ર નામદાર ડયુક ઓફ કોનોટ, અને ઇ. સ. ૧૮૮૮ માં નામદાર જનરલ કાર્નગી સાહેબના હાથથી ઘણાં સારાં ઇનામો મેળવ્યાં હતાં. તેમજ કોલેજ કારકીર્દીમાં બીજા રાજકુમારો સાથે હરીફાઇમાં ઉતરી દર વરસે પ્રાઇઝ ડીસ્ટ્રીબ્યુશન વખતે ઉંચી પ્રતિનાં ઘણાં સારાં ઇનામો મેળવ્યાં હતાં કોલેજમાં ત્રણ વરસ જેટલી ટુંકી મુદત રહ્યા તેટલા વખતમાં તેમણે ૨૮ ઇનામો મેળવ્યાં હતાં. રાઇડીંગ, શારીરિક અંગ કસરતના ખેલો, એથલેટિક સ્પોર્ટ્સ વગેરે રમતોમાં કોલેજમાં અભ્યાસ કરતા રાજકુમારોમાં તેમણે સરસાઇ મેળવી છે. એવું ખુદ પ્રિન્સિપાલ મી. મેકનોટન સાહેબ પોતે આપેલા સર્ટિફિકેટમાં લખે છે. રાજકોટ રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ કરી ઉત્તમ પ્રકારની માનસિક, શારીરિક અને નૈતિક કેળવણી સંપાદન કરી પોતાની કારકીર્દિ દીપાવી, તેમણે પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મેકનોટન, વાઇસ પ્રિન્સિપાલ મી. તરખડ અને બીજા માસ્તરોની પણ સારી પ્રીતિ સંપાદન કરી હતી. કોલેજ છોડતી વખતે તેમને મે. પ્રિન્સિપાલ તરફથી ઘણાંજ ઉત્તમ સર્ટિફિકેટો મળ્યાં હતાં. ઊંચા પ્રકારની તેમની કેળવણી, ચાલાકી અને બાહોશીને લીધે સઘળા યુરોપીયન ઓફિસરો, મે. પોલિટિકલ એજન્ટ સાહેબો વગેરે એમના ઉપર ઘણા ખુશ રહે છે. અને પ્રેમથી ચ્હાય છે. તેમના અભ્યાસ અને શરીર કેળવણી ઉપર ઘણી સં-

ભાળ રાખવામાં આવેલી હોવાથી તેઓ નાનપણુથીજ વિદ્યાભ્યાસ અને અંગ કસરતનું ઉત્તમ જ્ઞાન ધરાવે છે. અને તે શોખ હાલ પણુ કાયમ રહેલો છે.

કોલેજ કારકીર્દિમાં તેમનું વર્તન, બાહોશી અને સદ્‌ગુણોને લીધે તેમણે તેમના સહાધ્યાયી કાઠિયાવાડના ભવિષ્યના રાજ્યકર્તા રાજકુમારોની પ્રીતિ સંપાદન કરી હતી. અને તેમની સાથે સ્નેહમાં જોડાયા હતા, જે સ્નેહ હજી પણ હાલમાં વૃદ્ધિ પામેલો જોઇએ છીએ.

અભ્યાસ પુરો કરી કોલેજ છોડયા પછી પણુ તેમના પિતાશ્રી કરણુસિંહજીની કારકીર્દિમાં યુવરાજ પદે રહી તાલુકાની રેવિન્યુ વસુલાતખાતાના અને જ્યુડીશીઅલ ખાતાના કામનો સારો અનુભવ મેળવ્યો હતો. તેમજ કોલેજમાં જે જે કસરતોમાં માન મેળવ્યું હતું. તેનો પણુ અભ્યાસ જારી રાખ્યો હતો. તે ઉપરાંત સંગીત શાસ્ત્રનું પણુ સારૂં જ્ઞાન મેળવ્યું. ઘોડાની સ્વારી અને ઘોડાની સ્વારી સાથેની કસરતો અને રમતોમાં પણુ તેમણે નિપુણુતા મેળવી છે. એઓશ્રીની પ્રશંસનીય રીતભાતને લીધે તેમણે મે. પોલિટિકલ એજન્ટ સાહેબોના ઘાટા સહવાસમાં આવી સ્નેહી તરીકે ઘણી સારી પ્રીતિ સંપાદન કરેલી છે.

તેઓશ્રી સ્વભાવે પરોપકારી, અને ઉદ્યોગી છે. એમના સહવાસમાં આવેલા મનુષ્યો એમને આનંદના સાગર તરીકે વર્ણવે છે. કાઠિયાવાડના મોખરે કટોસણુ તાલુકો આવેલો હોવાથી કાઠિયાવાડમાં જતા આવતા વિદ્વાનો એઓશ્રીના સમાગમનો લાભ લેછે અને

મે. ઠાકોર સાહેબ તેમની યોગ્ય કદર કરે છે; એક ગુજરાતી કવિએ કહેલું છે કેઃ—

ઉત્તમ શ્રેણીની રમ્ય સરિત કે—
દૃષ્ટિ દીસે, અમી જ્યાંહિ ઘણું એ,
લાયક સંગીત શાસ્ત્ર સહાયક,
ગાયકના ગુણવાન ગુરૂએ,
ન્યાય નીતિથી નિપુણ નરેંદ્ર,
શું માનવ કુળના અન્ય મનુએ?
આનંદ ઉદધિ પૂર કે ઉર શ્રી,
તખ્ત બહાદુર શુર તણું એ?

સંવત્ ૧૯૫૫ ના શ્રાવણ વદી ૬ ગુરૂવારે તેમના ધર્મીષ્ઠ પિતાશ્રી કરણસિંહજી સ્વર્ગવાસી થયા જેથી ઇ. સ. ૧૯૦૧ ના જાનેવારી માસની તારીખ ૧૫ મીએ સરકારી ઠરાવ નંબર ૩૩૯ નો સાદર થવાથી પુરતી ધામધુમ સાથે ગાદીનશીન થયા. ઠાકોર સાહેબને પોતાનાથી નાના બે બંધુઓ ભાયાત બહેચરસિંહજી અને ભાયાત નાહારસિંહજી છે. તેમણે પણ સાદરા સ્કોટ કોલેજમાં રહી ઉંચા પ્રકારની કેળવણી લીધી છે. તેમજ અંગકસરતો, રાઇડીંગ સ્પોર્ટસ વગેરેનો પણ ઉંચા પ્રકારનો અનુભવ મેળવેલો છે. સાદરા સ્કોટ કોલેજમાં પણ તેમની કારકીર્દિ દીવ્ય હતી. હાલ પણ કસરતો અને રમત ગમતોમાં આગળ પડતો ભાગ લે છે. અને અનુભવ જારી છે. ઠાકોરશ્રી પ્રત્યે પોતે ઘણા પ્રેમથી વર્તે છે. ને કામમાં ઘણી મદદ આપે છે. કુમારશ્રી બહેચરસિંહજીને વિદ્યા સંપાદન

કરવાનો ઘણોજ શોખ છે. જ્યારે નાહારસિંહજી રાઈડીંગ, રમત ગમતો અને અંગ કસરતોનો ઘણો શોખ ધરાવે છે.

તાલુકાનો અધિકાર સુપરત થયા પછી અને એજન્સિના મે. પોલિટિકલ ઓફિસરોના ઘાટા સહવાસમાં આવવાથી તેમની સારી પ્રીતિ સંપાદન કર્યાથી અને વિશાળ અનુભવ થવાથી પોતાના હાથમાં રાજ્યની લગામ આવ્યા પછી તાલુકામાં હિસાબી સીસ્ટમમાં નવા ધોરણ મુજબ સુધારો કર્યો. તેમજ વસુલાત સુધરેલી ઢબ પ્રમાણે લેવી ઠરાવવાથી, અને જુના વખતના ચાલતા આવેલા રાજ્ય-હક્કોમાં હાલના સુધારાના ઢબે સુધારા કરી નાહક રૈયતની હેરાન ગતિ થતી અટકાવી, વસુલાતખાતામાં તેમજ રાજ્ય વ્યવસ્થામાં ઉત્તમ પ્રકારનો સુધારો દાખલ કર્યો છે. જેના પરિણામે હિસાબી કામમાં થતો ગોટાળો બંધ થયો છે. અને રાજા અને પ્રજા ઉભયને ઘણી સરળતા થઇ છે. ગાદી આવ્યા પછી બીજા ઘણા સુધારા કરવામાં આવ્યા છે. તેમજ પરોપકારી કાર્યોમાં ઘણી મદદ અને પ્રયાસ કરવામાં આવે છે.

નામદાર બ્રિટિશ શહેનશાહ તરફની ભક્તિથી, ઠાકોર સાહેબના અનેક સદ્‌ગુણોને લીધે અને તાલુકાના વહીવટમાં ઘટીત સુધારો કરવાથી તે કદર બુઝી મે. પોલિટિકલ એજંટ સાહેબોની ભલામણથી નામદાર શહેનશાહ બહાદુર એડવર્ડ સાતમાના કોરોનેશનની ખુશાલીમાં નામદાર સરકારના તા. ૧૮ ડીસેંબર ૧૯૦૨ ના ઠરાવથી તારીખ ૧ લી જાનેવારી સને ૧૯૦૩ થી તેમને ચોથા વર્ગના ચીફનો અધિકાર હતો તે ઉપરાંત હયાતી સુધી ફોજદારી કામોમાં સાત વર્ષ સુધી સજા કરવાની અને દશ હજાર રૂપિઆ સુધી દંડ કરવાની અને

દીવાની કામમાં રૂ. ૨૮,૦૦૦ સુધીના દાવા સાંભળી ઇનસાફ કરવાની સત્તા આપવામાં આવી છે. એ બ્રિટિશ શહેનશાહત ગુણની કદર બરોબર પીછાને છે એનું ઉત્તમ દૃષ્ટાંત છે, તેમ નામદાર ઠાકોરશ્રીએ પણ જાસ્તી અધિકાર મળવાથી તેમણે પોતાના તાબામાં ન્યાયાધીશી કોર્ટ નવી કહાડી છે. તે કોર્ટને ફોજદારી કામે બીજા વર્ગના માજીસ્ટ્રેટ અને દીવાનીમાં રૂ. ૫૦૦ સુધીના દાવા સાંભળી ઇનસાફ કરવાની સત્તા આપી છે.

વિશેષ ખુશી થવા જેવું અને મહીકાંઠામાં અનન્ય દૃષ્ટાંત એ નજરે પડે છે કે સને ૧૯૧૧ ની સાલમાં અમદાવાદ જિલ્લામાં પહેલા વર્ગના ( ફર્સ્ટ કલાસ ) ઓનરરી માજીસ્ટ્રેટ તરીકે નામદાર સરકારે તેમને નીમેલા છે. તેથી અમદાવાદ જિલ્લાના વિરમગામ તાલુકામાં આવેલાં પોતાનાં સુંવાળા અને સુજપરા ગામો ઉપર અમદાવાદ જિલ્લાનો ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનો તેઓ અધિકાર ભોગવે છે.

નામદાર શહેનશાહ બહાદુર પાંચમા જ્યોર્જશ્રી દિલ્લીના તખ્તે તારીખ ૧૨ મી ડીસેંબર સને ૧૯૧૧ ના રોજ રાજ્યારોહણ થયા તે શુભ પ્રસંગે કટોસણ તાલુકો જે ચોથા કલાસમાં હતો તે નામદાર સરકારે હંમેશ માટે ત્રીજા કલાસમાં મૂક્યો છે. આ કોરોનેશન વખતે ઠાકોર સાહેબ દિલ્હી શહેનશાહ બહાદુરશ્રીનાં દર્શનાર્થે પધાર્યા હતા ના. બ્રિટિશ શહેનશાહત તરફ વફાદારીને લીધે સરકારે વખતો વખત આ તાલુકાને જાસ્તી અધિકાર બક્ષી તેની મહત્તામાં વધારો કર્યો છે. વળી જ્યારથી આ તાલુકાને ત્રીજા કલાસમાં મૂકવામાં આવ્યો છે ત્યારથી " ઠાકોરશ્રી " લખવા ઠરાવવામાં

આવેલું છે. ઉત્તરોત્તર નામદાર સરકાર લાયક રાજકર્ત્તાની કદર બુજી લાયક માનમરતબાથી નવાજે છે ને નવાજશે એવું તેમના સદ્ગુણોને કાર્યદક્ષતાથી માલમ પડે છે.

ઠાકોર સાહેબની નીતિ અને સત્યનો દૃઢાગ્રહ, સારાસારનો નિર્ણય કરવાની શક્તિ, પરોપકાર વૃત્તિ, ઉદાર સ્વભાવ, સતત ઉદ્યોગ વૃત્તિ, દયાળુ, પરોપકારી અને આનંદી સ્વભાવ, સદાચરણ વગેરે સદ્ગુણોથી પોતે પ્રજાપ્રિય થઇ પડેલા છે. આવા એકે સામટા સદ્ગુણોનો ભંડાર રાજકર્ત્તામાં હોવો એ પ્રભુની પૂર્ણ કૃપાનું ફળ છે.

ઠાકોર સાહેબે પોતાની કારકીર્દિમાં ઘણાં પરોપકારી કામો કર્યાં છે. વળી રૈયતને થતી કનડગતો દુર કરવા માટે દરેક ખાતામાં સુધારો કર્યો છે. અને યથા શક્તિ વિદ્યાવૃદ્ધિ, સંગીત અને જુદા જુદા વિષયના વિદ્વાનો અને હુન્નરબાજ સદ્ગૃહસ્થોની કદર કરેલી છે.

મહીકાંઠાની કેળવણીની પણ અભિવૃદ્ધિ ચાહી પુરતી મદદ આપી તે કામ પાર પાડવામાં શ્રમ લીધો છે. સિવાય બીજાં પરોપકારી અને લોક કલ્યાણનાં કામો પાછળ પોતાનો અમૂલ્ય વખત રોકે છે અને ઉત્સાહથી પોતે આગળ પડતો ભાગ લે છે.

ઘણા ઘણા રાજવંશીઓના ઘાટા સહવાસમાં આવ્યા છતાં તેમજ બીજા ઘણા સારા ખોટા પ્રસંગો અનુભવવામાં આવ્યા છતાં જેમની વર્તણુંક એક સરખી રહી ઉમદા ગુણોની કસોટી થઇ તે પોષાય છે. તેઓશ્રી હીઝ હાઇનેસ રાધનપુર નવાબ સાહેબ, હીઝ હાઇનેસ પાલણપુર નવાબ સાહેબ, હીઝ હાઇનેસ ઇડર નરેશ કર્નલ મહારાજાશ્રી સર પ્રતાપસિંહજી સાહેબ, હીઝ હાઇનેસ મેજર દોલતસિંહજી સાહેબ અને કાઠિયાવાડના કેટલાક ફર્સ્ટ ક્લાસ રાજાઓના

નિકટ સ્નેહી હોઇ તેમનો સારો પ્રેમ ધરાવે છે. રાજ્યકર્તા તરીકે જે જે ઉત્તમ બાબતોનો શોખ હોવો જોઇએ. તેવો જેમકેઃ— વિદ્યાવૃદ્ધિ, અંગ કસરતો, રાજ્ય સુધારણા વગેરેનો પોતાને ઉંચા પ્રકારનો શોખ છે.

મે. ઠાકોર સાહેબ ઉંચા પ્રકારની કેળવણી પામેલા હોવાથી મિતાહારી હોઇ અફીણ વગેરે કેફી વસ્તુઓના બુરા વ્યસનથી અળગા છે. મદ્યપાન કરવાનો ચાલ જે હાલમાં ક્ષત્રીઓમાં બહુ પ્રચલીત જોવામાં આવે છે. પરંતુ કટોસણનું રાજકુટુંબ આવાં તમામ બુરાં વ્યસનોથી બિલકુલ અલગ રહેલું છે એ પ્રશંસનીય છે અને બીજાને ઉદાહરણ રૂપ છે.

પોતે નિયમીત મિતાહારી, ધર્મશીળ, ઉદાર, નિરાભિમાની, કાર્યકુશળ, નામદાર બ્રિટિશ સરકાર પ્રત્યે પૂર્ણ વફાદાર—રાજ્યભક્ત, દયાળુ, પરોપકારી, માયાળુ અને આનંદી છે. કટોસણ સંસ્થાનના કાર્યવાહીઓ પણ કેળવાયલા ઉચ્ચ આશયવાળા કાર્ય કુશળ અને કટોસણ સંસ્થાનમાંજ ધીમે ધીમે અનુભવ મેળવી કારભારીની ઉચ્ચ પદવી પ્રાપ્ત કરનાર શ્રીયુત્ ગણીલાલભાઇ વખતરામ અને બાહોશ મુત્સદી રા. રા. મનસુખભાઇ કેવળદાસ, હજુરશ્રીના સીરસ્તેદાર છે તેઓનાથી તેમજ અન્ય મુત્સદી મંડળથી પ્રજા જનો સંતુષ્ટ રહે છે. એમની કાર્ય કુશળતાની વખતો વખત નામદાર ઠાકોરશ્રી સાહેબ કદર કરે છે. આવા એક નમુનેદાર બાહોશ રાજ્યકર્ત્તાને પરમ કૃપાળુ પરમાત્મા દીર્ઘાયુષ્ય બક્ષી તેમના વિજયી હસ્તે પ્રજા સુધારણાનાં અનેક સત્કાર્યો કરાવે એવી અમારી શ્રી પ્રભુ પ્રત્યે નમ્ર પ્રાર્થના છે!!!!

---

# અનુક્રમણિકા.

## વિભાગ ૧ લો.

# ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ.

## દિશાઓ.

દિશાઓ ચાર છે; **પૂર્વ**, **પશ્ચિમ**, ઉત્તર અને દક્ષિણ.

જે બાજુએ સવારમાં સુરજ ઉગે છે, તે બાજુને **ઉગમણી** અથવા **પૂર્વ** દિશા કહે છે.

જે બાજુએ સાંજે સુરજ આથમે છે, તે બાજુને **આથમણી** અથવા **પશ્ચિમ** દિશા કહે છે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ જે દિશા તેને ઉત્તરદિશા કહે છે. અને જમણા હાથ તરફની દિશાને દક્ષિણ દિશા કહે છે.

## ખૂણાઓ.

**સુચના:**—ખૂણા શિખવવા માટે કાળા પાટીઆ ઉપર અથવા ભોંયપર મોટો ચોરસ કાઢવો, તે ચોરસની બાજુપર દિશા પ્રમાણે નામ લખવાં, પછી તેના સામસામા ખૂણા સાંધીને છોકરાને વચમાં ઉભો રાખવો, પછી ખૂણાની સમજણ પાડવી. બે બાજુ વચ્ચે જે જે ખૂણા આવે તેનાં નામ બોલતાં અને લખતાં શિખવવાં.



ખૂણા ચાર છે. **વાયવ્ય, ઈશાન, નૈર્ઋત્ય** અને **અગ્નિ.** ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના ખૂણાને **વાયવ્ય** ખૂણો કહે છે. ઉત્તર અને પૂર્વદિશા વચ્ચેના ખૂણાને **ઈશાન** ખૂણો કહે છે. પશ્ચિમ અને દક્ષિણદિશા વચ્ચેના ખૂણાને **નૈર્ઋત્ય** ખૂણો કહે છે. પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેના ખૂણાને **અગ્નિ**ખૂણો કહે છે.

મુખ્ય ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને આઠ દિશાઓ થાય છે. માથા ઉપરની દિશા તે **આકાશ** અને પગ નીચેની દિશા તે **પાતાળદિશા** મળી દશ દિશાઓ થાય છે.

**સુચના:**—બની શકે તો નિશાળના ઓરડામાં જમીન ઉપર હોકાયંત્ર પેઠે ગોઠવીને પાસેની આકૃતિ જેવી મોટી આકૃતિ કેટલીક મુદ્દત ટકે એવી કાઢવી, જ્યારે દિશાઓની હકીકત કહેવી પડે, ત્યારે આ આકૃતિનો ઉપયોગ કરવો જેથી દિશાઓની સારી સમજણ પડશે.



**નકશાની દિશાઓ:**—નકશો બધા દેખી શકે તેવી રીતે સામી ભીંત કે લાકડાની ઘોડી ઉપર ટાંગવો. તો તેના ઉપરની બાજુને **ઉત્તરદિશા** કહે છે. નીચેની બાજુને **દક્ષિણદિશા** કહે છે. જોનારના જમણા હાથ તરફની બાજુને **પૂર્વદિશા** કહે છે, અને ડાબા હાથ તરફની બાજુને **પશ્ચિમદિશા** કહે છે.

**સુચના:**—નકશાની દિશાઓ અને કુદરતી દિશાઓ એકજ છે, તે બાળકોને સમજાવવા માટે નકશાને ભોંય ઉપર પાથરવો, અને ઓરડાની દિશા પ્રમાણે નકશાની દિશાઓ મેળવવી. ને પછી નકશો

એમને એમ ઉપાડી ભીંત ઉપર લટકાવવો. જેથી કુદરતી દિશાઓ અને નકશાની દિશાઓ વચ્ચેનો ભેદ રહેશે નહિ.

---

## વ્યાખ્યાઓ.*

**સુચના:**—આમાં આપેલી તમામ ભૂગોળની સંજ્ઞાઓ એકી સામટી ગોખાવવાની કે શીખવી દેવાની નથી પરંતુ ભૂગોળના પાઠ શિખવતી વખતે જે નવી ભૂગોળની સંજ્ઞા શિખવવાની આવે તે મોડલ ( નમુના ) દ્વારા શિક્ષકે શિખવવી જોઇએ. આવા નમુના નદી, તળાવ, ગામની પડોશના ઉંચા નીચા ટેકરા, ઝરણુ વગેરે સ્થળે વિદ્યાર્થીઓને લઈ જઇને તેમને પ્રત્યક્ષ બતાવી તે ઉપરથી ડુંગર, નદી બેટ, ભૂશિર, દ્વીપકલ્પ, સંયોગી ભૂમિ, સામુદ્રધુની વગેરે શબ્દોની સંજ્ઞા અવલોકન દ્વારા સંગીન રીતે શીખવી શકાય છે.

**નકશો:**—દેશ કે તેના કોઈ ભાગનો કાગળપર ચિત્રેલો નમુનો કે આકાર.

પૃથ્વીની સપાટીના કોરી જમીન અને પાણી એવા બે ભાગ થએલા છે. કોરી જમીન નક્કર અને જડ છે.

**કોરીજમીન:**—એના ત્રણ વર્ગ થઈ શકે છે; **સપાટ પ્રદેશ, પર્વતો અને ખીણો.** જમીનનો મોટો ભાગ તદ્દન સપાટ અને સરખો હોય તેને **સપાટ પ્રદેશ** કે મેદાન કહે છે.

---

* સને ૧૮૯૩ ના ગુ. શા. પત્રમાં "સ્થળ વિષે પાઠો" એ મથાળા નીચે વ્યાખ્યાઓનું શિક્ષણ કેવી રીતે આપવું તે સમજાવેલું છે.

## ૧. સપાટ પ્રદેશ કે મેદાન.

૧. કેટલાંક ઘરના સમુદાયને **વાસ, મહેલ્લો, પોળ કે ફળીઊં** કહેછે.

૨. જેમાં થોડાં ઘર અને ફળીઆં આવેલાં હોય તેને **ગામ** કહે છે.

૩. નાનું ગામ હોય અને જ્યાં જુજ ઘર હોય તેને **પરૂં કે ગામડું** કહે છે.

૪. જે ગામમાં મુસલમાનની વસ્તી વિશેષ હોય અને ગામ કરતાં સહેજ મોટું હોય તેને **કસ્બો** કહે છે.

૫. જ્યાં ગામ કે કસ્બાથી વસ્તી વિશેષ હોય, ઘણાં મોટાં ઘરો અને બજારો હોય અને વેપાર ધમધોકાર અને સારો ચાલતો હોય તેને **શહેર** કહે છે.

૬. જે ગામ કે શહેરમાં રાજા રહે છે તે ગામ કે શહેરને **રાજધાની** કહે છે.

૭. જે શહેર નદી કે દરીઆ કિનારે આવેલું હોય અને ત્યાંથી વહાણ કે આગબોટ મારફતે માલ ચઢતો ઉતરતો ( આવતો જતો ) હોય તેને **બંદર** કહે છે.

૮. જે સ્થળે રેલવે ( આગગાડી ) મારફતે માણસો અને માલ ચઢતો ઉતરતો હોય અને રેલવે ઉભી રહેતી હોય તે સ્થળને **રેલવે-સ્ટેશન** કહે છે.

૯ જે સડક ઉપર આગગાડી ચાલતી હોય તેને **રેલવે** કહે છે. અને જ્યાં આગગાડીના રસ્તા મળે છે તે જગા **જંકશન** કહેવાય છે.

૧૦. કેટલાંક નાનાં મોટાં ગામો એક જથે આવેલાં હોય તેવા ગામોના સમુદાયને **તાલુકો, મહાલ કે પરગણું** કહે છે.

તાલુકો, મહાલ કે પરગણું જેના હવાલામાં હોય છે. તે અમલદારને એજન્સિમાં તાલુકદાર, જિલ્લામાં મામલતદાર અને બીજાં મોટાં દેશી રાજ્યોમાં વહીવટદાર કે મહાલકારી કહે છે.

૧૧. કેટલાક તાલુકાઓ એકઠા જોડી એક અમુક ભાગ બનાવવામાં આવ્યો હોયછે એવા અંગ્રેજ સરકારના ખાલસામુલકને અથવા પ્રાંતના નાના ભાગને જિલ્લો કહે છે. અને તેનો વહીવટ કરનાર અમલદારને કલેકટર કહે છે.

૧૨. દેશી રાજાના તાબાના મુલકને સંસ્થાન કહે છે.

૧૩. નાના દેશી રાજ્યને તાલુકો કહે છે.

૧૪. કેટલાંક દેશી રાજ્યો કે તાલુકાઓનો સમુહ કે જેના ઉપર અંગ્રેજ સરકારની દેખરેખ હોય તેને એજન્સિ કહે છે અને તેનો વહીવટ કરનાર અમલદારને પોલિટિકલ એજંટ કહે છે.

૧૫. ઈલાકાના વિભાગને અથવા કેટલાક જિલ્લા, એજન્સિઓ, અને સંસ્થાનથી બનેલા મુલકને વિભાગ કે પ્રાંત કહે છે. તેના ઉપરીને કમિશ્નર કહે છે.

૧૬. કેટલાક વિભાગ કે પ્રાંત અને દેશી રાજ્યોથી બનેલા મુલકને ઈલાકો કહે છે. ઈલાકાના ઉપરીને ગવર્નર કહે છે.

૧૭. કેટલાક ઈલાકા, પ્રાંતો અને મોટાં દેશી રાજ્યો મળીને જમીનનો મોટો ભાગ બનેલો હોય અને જેમાં એકજ ભાષા બોલનારા કે એકજ ધર્મના ઘણા લોકો વસતા હોય તેને દેશ કહે છે.

૧૮. પૃથ્વી ઉપરની જમીનના જે મોટા પાંચ ભાગ ઠરાવેલાછે અને જેમાં ઘણા દેશો આવેલા હોય છે. તે દરેકને ખંડ કહે છે.

ખંડ પાંચ છે. એશિઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા અને આસ્ટ્રેલિઆ.

૧૯ જમીનના થોડા ઊંચાણુ વાળા ભાગને ટેકરી તેથી વિશેષ ઊંચાણુ વાળા ભાગને ટેકરો અને તેથી ઘણા ઊંચાણુ વાળા ભાગને ડુંગર કહે છે.

૨૦ જમીનના ઘણા ઊંચાણુ વાળા ભાગને અથવા ઊંચા અને મોટા ડુંગરને **પર્વત** કે **પહાડ** કહે છે.

૨૧ પર્વતના છેક નીચલા ભાગને **તળાટી** કે **તળેટી** કહે છે.

૨૨ પર્વતના છેક ઉપલા ભાગને **ટોચ** કે **શિખર** કહે છે.

૨૩ શિખર અને તળેટી વચ્ચેના ભાગને **પર્વતની સપાટી** કે **પર્વતની બાજુઓ** કહે છે.

૨૪ ઘણા ગાઉ સુધી એક બીજાને અડીને ડુંગરો આવેલા હોય તેને **ડુંગરોની હાર** કહે છે.

૨૫ પર્વતો ઘણા ગાઉ સુધી તળીએથી એક બીજાને અડીને જોડાઇ જતા હોય તેને **પર્વતોની હાર** કહે છે.

૨૬ ડુંગરો કે પર્વતોની વચ્ચે આવેલા નીચાણુ ભાગને **ખીણુ** કહે છે. જ્યાં પર્વતો ઘણા પાસે પાસે હોય છે. ત્યાં ખીણુ સાંકડી હોય છે. ને જ્યાં પર્વતો છેટે છેટે આવેલા હોય છે ત્યાં ખીણુ પહોળી હોય છે.

૨૭. ડુંગર કે પર્વતને મથાળે આવેલી સપાટ જમીનને અથવા પહાડો ઉપર આવેલા પ્રદેશને **ઉચ્ચ પ્રદેશ** કહે છે.

૨૮. લગભગ સપાટ જમીનના વિસ્તારેલા જમીનના ભાગને **મેદાન** અથવા **પ્રદેશ** કહે છે.

૨૯. જે ઊંચી જગાએથી જુદી જુદી દિશાઓમાં પાણીના ઝરણો વહે છે તેને **જળક્ષેપ પ્રદેશ** કે **જળાશય** કહે છે.

૩૦. પહાડોમાં થઇને જવા આવવાના માર્ગને **ઘાટ** કહે છે.

૩૧. પહાડ કે જમીનની અંદર થઇને જવાય એવો પહાડ કે જમીનને કોરીને માર્ગ બનાવેલો હોય તેને ટનલ કહે છે.

૩૨ જે જમીન ઉપર ઘણા ગાઉ સુધી રેતી પથરાએલી હોય તે ભાગને રણ કહે છે.

૩૩ રણમાં કોઇ કોઇ સ્થળે ઝાડ પાન વાળી અને ખેડાણ કરવા લાયક અને વસવા લાયક જમીન હોય અને ત્યાં પાણી વગેરે મળી શકે તેમ હોય તો તેવા સ્થળને રણદ્વીપ કહે છે.

૩૪. ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને દ્વીપ કે બેટ કહે છે.

૩૫. જે જમીનની ત્રણે બાજુએ દરીઓ આવેલો હોય અને એક બાજુ જમીન સાથે જોડાએલી હોય તેને દ્વીપકલ્પ કહે છે.

૩૬. જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ( સાંકડો ) ભાગ તેને સંયોગી ભૂમિ કહે છે.

૩૭. જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગએલી હોય તેને ભૂશિર, (જમીનનું માથું, છેડો, અણી.) કેપ અથવા પોઇન્ટ કહેછે.

૩૮. જમીનનો જે ભાગ નદી, દરીઓ, કે પાણીના કોઇ ભાગની લગોલગ આવેલો હોય તેને કિનારો કે કાંઠો કહે છે.

૩૯. બે નદી વચ્ચેનો પ્રદેશ તેને દોઆબ કહે છે. દો=બે, અને આબ=પાણી.

૪૦. દરીઆમાં પાણીની સપાટી અંદર ઊંચા ટેકરા કે ડુંગર આવેલા હોય તેવા ડુંગરો કે ટેકરાને ખડક કે ખરાબો કહેછે.

૪૧. ઊંચા ખડકો કોરીને નદી ઊંડાણમાં વહે છે તેવા નદીના ઊંચા ખડકોને કૅનન કહે છે.

## પાણીના વિભાગો:—

૧ ઊંચા ટેકરા કે નાના નાના ડુંગરોમાંથી પાણી ઝમી ઝમી ને તેનો જે પ્રવાહ ચાલે છે તેને ઝરો કે ઝરણુ કહે છે.

૨. વરસાદના પાણીનો પ્રવાહ થોડા ગાઉ સુધી જતો હોય તેને વહેળો કે નાળું કહે છે.

૩. મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જમીનમાં વહી સમુદ્રને મળે છે તેને [1]નદી કહે છે.

૪. જે જગાએથી નદી નીકળે છે તેને નદીનું મૂળ કહે છે.

૫. જે જગાએ નદી સમુદ્રને મળે છે તેને નદીનું મુખ કહે છે.

૬. એક નદી બીજી નદીને જે ઠેકાણે મળે છે તે ઠેકાણાને સંગમ કહે છે.

૭ સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું જે પહોળું મુખ હોય છે તેને [2]ખાડી કહે છે.

૮. જમીનથી વીંટળાએલા પાણીના નાના ભાગને તળાવ અને મોટા ભાગને ( મોટા તળાવને ) સરોવર કહે છે.

૯. ઊંચા પર્વત ઉપરથી ઊંચેથી પાણીનો પ્રવાહ નીચે ધોધ બધ પડતો હોય તેને જળધોધ કે ધોધ કહે છે.

૧૦. ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને દ્વીપ કે બેટ કહે છે.

---

૧. નદીના કિનારા:—નદીના મુખ તરફ મોં રાખીઉભા રહીએ તો ડાબી બાજુએ જે કિનારો આવે છે. તે ડાબો કિનારો, અને જમણી બાજુએ જે કિનારો હોય તે જમણો કિનારો કહેવાય છે.

૨. ખાડીને ઈંગ્રેજીમાં ચાનલ પણ કહે છે.

૧૧. પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે તે દરેકને **મહાસાગર** કહે છે. મહાસાગર પાંચ છેઃ—

**ઉત્તર મહાસાગર, આટલાંટિક મહાસાગર, હીંદી મહાસાગર, દક્ષિણ મહાસાગર, અને પાસિફિક મહાસાગર.**

૧૨. મહાસાગરથી નાના અને મહાસાગરના ભાગને **સમુદ્ર, સાગર** કે દરીઆ કહે છે.

૧૩. જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રના ફાંટાને **અખાત** કહે છે.

૧૪. પહોળા મહોડાના કે પહોળા અખાતને **ઉપસાગર** કહે છે.

૧૫. પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુની**[1] કહે છે.

૧૬. જમીનનો જે ભાગ દરીઆ લગોલગ આવેલો હોય છે તેને **સમુદ્ર કાંઠો** કે **સમુદ્ર કિનારો** કહે છે.

૧૭. સમુદ્રની અંદર પાણીની સપાટીની લગભગ ઊંચા ટેકરા આવેલા હોય કે જેને વહાણ કે આગબોટ અથડાય ને તેથી ભાગી હોનારત થાય તેવી જગા જણાઈ આવે તેથી તેવા સ્થળે ઊંચો થાંભલો ચણી તેમાં દીવા રાખવામાં આવે છે. તેને **દીવાદાંડી** કહે છે.

૧૮. જે સ્થળે વહાણ કે આગબોટ લંગારવામાં આવે છે તેને **બારૂ** કહે છે.

૧૯. આગબોટો કિનારા પાસે આવી દરીઆ માર્ગે આવતો માલ લઇ શકે અથવા ઉતારી શકે તેવી સગવડ સારૂ બારામાં જે

---

૧. ધુની એટલે નદી. બે સમુદ્ર વચ્ચે જોડનારો નાનો નદી જેવો પાણીનો ભાગ.

બાંધ કામ કરેલું હોય છે, તેને ગોદી કે ડૉક કહે છે.

૨૦. નદી એક કે ઘણા મુખે સમુદ્રને મળવાથી તે સ્થળે જમીનનો જે ભાગ ત્રિકોણ આકારે બને છે તેને ડેલ્ટા કહે છે.

૨૧. ખેતીવાડીના ઉપયોગ સારૂ ખેતરોમાં પાણી પુરૂં પાડવા માટે નદીમાંથી જે ફાંટા (વહેળા) કાઢવામાં આવેલા હોય છે તેમને **નહેર કે કૅનાલ*** કહે છે.

૨૨. દરીઆમાં મુસાફરી કરવા, અને દરિયાપારના દેશોમાં માલ લાવવા લઇ જવા માટે વરાળયંત્રથી ચાલતું વહાણુ કે જેને **આગબોટ કે સ્ટીમર** કહે છે.

૨૩. જે સ્ટીમર દરીઆઇ લડાઇ લઢી શકે તેવી બનાવેલી હોય તેને **મનવાર** કહે છે.

૨૪. બરાબર દરિયામાં મુસાફરી કરવા અને એક સ્થળેથી બીજે સ્થળે દરિયા માર્ગે કિનારે કિનારે માલ લઇ જવા લાવવા માટે વરાળયંત્ર ગોઠવ્યા સિવાયનાં જે મોટાં તરતાં વહાણો બનાવેલાં હોય છે તેને **નૌકા કે વહાણ** કહે છે. આવાં વહાણો દરિયા કાંઠે કાંઠે મુસાફરી કરે છે.

---

* આવી નહેર હાથમતી નદીમાંથી ખોદવામાં આવેલી છે.

# મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ.

## પ્રકરણ ૧ લું.

**એજન્સિ:**—જેમ ઘણા તાલુકા મળી જિલ્લો બને છે તેમ ઘણાં નાનાં નાનાં દેશી રાજ્યો ( એક જથે આવેલાં હોય અને તે બધાં) ના રાજકારભાર ઉપર દેખરેખ રાખવાને એક અંગ્રેજ અધિકારીની ( પોલિટિકલ એજંટની ) નીમણોક કરવામાં આવેલી હોય તેવાં સઘળાં રાજ્યોના સમુહને એજન્સિ કહે છે.

**મહીકાંઠા એજન્સિ નામ પડવાનું કારણ:**—ગુજરાતનો મુલ્કી અને લશ્કરી ભાગ, જેને મરાઠા મહીકાંઠો કહેતા તે નામ પ્રમાણે મહીકાંઠા એજન્સિ એ મહી નદીના કાંઠા ઉપરનો પ્રદેશ નથી. વાસ્તવિક જોતાં ગાયકવાડ સરકારને પોતાનું લશ્કર ગુજરાતના જે ભાગમાં લઈ જવું પડતું હતું તે સર્વ ભાગને એટલે મહી નદીની ઉત્તર તરફના મુલકને મહીકાંઠા કહે છે.

**સ્થાન અને ક્ષેત્રફળ:**—આ એજન્સિ ગુજરાત પ્રાંતની ઉત્તરમાં ૨૩°-૫' અને ૨૪°-૩૫' ઉત્તર અક્ષાંસ વચ્ચે અને ૭૨°-૨૧' અને ૭૩°-૪૫' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલી છે. એની વધારેમાં વધારે

લંબાઈ ૮૦ મૈલ અને પહોળાઈ ૬૦ મૈલના આશરે છે.+ એનું ક્ષેત્રફળ ૩૧૨૪ ચોરસમૈલ છે. છેલ્લી વસ્તી ગણુત્રી મુજબ આ એજન્સિની કુલ વસ્તી ૪, ૧૨, ૬૩૧ માણુસની છે. પશ્ચિમે સાદરાથી અહંમદનગર કે હીંમતનગર સુધીની જમીન દરીઆની સપાટીથી ૭૮૧॥ ફીટ ઊંચી છે.

**સીમા:**—એ એજન્સિ મુંબઈ ઈલાકાની છેક ઈશાનખૂણુમાં આવેલી છે. એની ઉત્તરે શિરોહી અને મેવાડનો ડુંગરી મુલક; પશ્ચિમે પાલણુપુર એજન્સિ, ગાયકવાડ સરકારના ખેરાલુ, વડનગર, કડી અને વીજાપુર મહાલ અને અમદાવાદ જિલ્લાનાં ગામો; દક્ષિણે અમદાવાદ જિલ્લો, ખેડા જિલ્લો, ગાયકવાડ સરકારનું દહેગામ પરગણું અને રેવાકાંઠા એજન્સિનાં લુણાવાડા અને વાડાશિનોર સંસ્થાનો; પૂર્વે ડુંગર પુરનું રાજ્ય અને રેવાકાંઠા એજન્સિનું વાડાશિનોર સંસ્થાન આવેલાં છે.

આ એજન્સિની દક્ષિણમાં અમદાવાદ જિલ્લાનો પ્રાંતિજ તાલુકો અને મોડાસા પેટા મહાલ, તેમજ ગાયકવાડ સરકારનો મુલક આવેલો

---

+ ક્ષેત્રફળનો આંકડો છેલ્લા વસ્તીપત્રક ઉપરથી મૂકેલો છે. જુનો ૩૫૬૮ ચોરસ મૈલ છે. પણ તે આશરા પડતો છે તેથી છેલ્લી વસ્તી ગણુત્રીનો આંકડો ખરો ગણી દાખલ કરેલો છે.

અમદાવાદ જિલ્લાનુ ક્ષેત્રફળ ૩૮૨૪ ચોરસમૈલ છે અને વસ્તી ૮,૨૭૮૦૯ માણુસની છે, અમદાવાદ જિલ્લો આ એજન્સિથી માત્ર ૭૦૦ મૈલ ક્ષેત્રફળમાં વધારે છે. તેમ છતાં વસ્તી મહીકાંઠા એજન્સિથી બમણી છે.

છે. વચ્ચે વચ્ચે આ એજન્સિનો મુલક પણ તેમાં સેળભેળ થયો છે.

સાબરમતી નદી જાણેકે મહીકાંઠા એજન્સિની ઉભી હદ બાંધતી હોય તેમ આવેલીછે. સાબરમતીની પશ્ચિમે આ એજન્સિનો દાંતા અને ગઢવાડાનો મુલક, તે સિવાય માણસા, વરસોડા અને પેથાપુર તાલુકા આવેલા છે બાકીની હદ ગાયકવાડ સરકારના મુલકથી થએલી છે. છેક ચુંવાળમાં આ એજન્સિનો કટોસણ જિલ્લો આવેલો છે. દક્ષિણનો કેટલોક મુલક ખેડાજિલ્લાને લગતો આવેલો છે. સિવાય બાકીનો મુલક ઘણો ખરો એક જથે છે.

**એજન્સિના વિભાગઃ**—આ એજન્સિ ૧ રાજ, ૨ સંસ્થાનો, અને તેથી ચઢતા ઉતરતા દરજ્જાના અનુક્રમે ૪, ૮, ૯ મળી ૨૧ તાલુકા, અને તેથી છેક નાના નાના બીજા ૨૮ તાલુકાઓ મળી પર સ્ટેટોની બનેલી છે.

આ એજન્સિમાં મોટું રાજ્ય ઇડરનું છે. અને તે છેક ઉત્તરમાં આવેલું છે. પોળો અને દાંતાનાં સંસ્થાન ઇડરથી નાનાં છે. માલપુર, માણસા, મોહનપુર અને કટોસણ તાલુકા તેથી નાના, સિવાય બીજા તાલુકા તેથી પણ નાના છે.

આ એજન્સિના ૭ વિભાગ પાડવામાં આવ્યા છે. તેને પરગણાં કહે છે.

**૧. નાની મારવાડઃ**—(૧૫) એમાં ઇડરના મહારાજા અને તેમના ભાયાતો, પોળો, દાંતા, માલપુર, મગોડી, સુદાસણા, વલાસણા, ગાબટ, હડોલ, સતલાસણા, ભાલુસણા, ચાંડપ,[1] ટીંબા, ઉંબરી, મોટા કોઠારણા, એ તાલુકાઓ છે.

---

૧ ચાંડપઃ—એ મતાદારી તાલુકાનું ગામ છે. તેથી તેને તાલુકો ગણેલો છે. પણ હકુમત ગઢવાડા થાણામાં એટલે એજન્સિ હસ્તક છે.

૨. રહેવર જિલ્લો:—(૬) એ રહેવર રજપૂતોનો મુલક છે; તેમાં મોહનપુર, રણાસણ, વડાગામ, રૂપાલ, દધાળીઆ અને બોલુંદરાએ તાલુકા છે.

૩. સાબર કાંઠો:—(૧૩) આ સાબરમતી નદીની પૂર્વ દિશાએ આવેલા ઠાકોરોનો મુલક છે; તેમાં ઇલોલ, પ્રેમપુર, ખેડાવાડા, કડોલી, દેરોલ, તાજપુરી, વક્તાપુર, હાપા, દેધરોટા અને લીંબી તાલુકાઓ છે. અને સાબરમતીની પશ્ચિમ દિશાએ આવેલા માણસા, પેથાપુર અને વરસોડા તાલુકાઓ પણ એમાં સમાવેલા છે.

૪. વાત્રક કાંઠો:—(૧૦) વાત્રક નદીની બન્ને બાજુએ આવેલા ઠાકોરોનો આ મુલક છે; તેમાં ઘોડાસર, પુનાદરા, ખડાલ, આંબલીઆરા, સાઠંબા, રમાંસ, ડાભા, ઝેર,[1] નિરમાળી, અને બારમુવાડા[2] એ તાલુકાઓ આવેલા છે.

---

૧ ઝેર, નિરમાળી એ બે તાલુકાઓ ગાયકવાડ સરકાર અને માંડવાના મિયાંશ્રીના ભાગીલા છે. તેથી તેની હકુમત પણ વાત્રક કાંઠા થાણામાં એજન્સિ હસ્તક છે.

૨ બાર મુવાડા એ બાવીશીના મતાદારી ગામોના જેવા મતાદારી તાલુકો છે અને તેનો આંકડો બાવીશીથી જુદો છે. માટે આ તાલુકાની ગણત્રી વાત્રક કાંઠામાં ગણેલી છે. તેમાં મતાદારી તાલુકાનાં ગામો હોવાથી હકુમત બાવીશી થાણામાં એટલે એજન્સિ હસ્તક છે. તેથી બાર મુવાડાનો વહીવટ પણ બાવીશી થાણામાં મૂકેલો છે.

ઉપરના ચાંડપ, ઝેર, નિર્માલી અને બાર મુવાડા આ ચાર તાલુકા ઠાકોરોના નહિ હોવાથી તેની ગણત્રી તાલુકાઓમાં ગણેલી નથી.

**૫. બાવીશી જિલ્લો:**—(૩) આ જિલ્લો કોળી લોકોનાં ઘણાં ગામો મળીને થએલો છે. તેનાં ઘણાં ગામો ગાયકવાડ અને અંગ્રેજ સરકારના મુલકમાં વીખરાયેલાં છે. એ વિભાગમાં વાસણા તાલુકો, સાદરા સિવિલ સ્ટેશન,[1] અને બીજાં બાવીશીનાં મહેવાશી ગામો આવેલાં છે. આ જિલ્લો પ્રથમ ગાયકવાડ સરકારના દહેગામ પરગણાનો ભાગ હતો. પરંતુ ત્યાંના લોકો કબજે નહિ રહેવાથી આ એજન્સિને સોંપવામાં આવ્યો છે. ને ત્યારથી આ એજન્સિનો તે વિભાગ થયો છે.

૬ કટોસણ જિલ્લો:—(૧૧) એ બધો ચુંવાળના મકવાણા ઠાકોરોનો મુલક છે. ગાયકવાડ સરકારના કડી પરગણાની પશ્ચિમે આ જિલ્લાના જુદા જુદા તાલુકા છે. તેમાં કટોસણ, મગુના, તેજપુરા, મેમદપુરા, દેલોલી, કસલપુરા, વીરસોડા,[2] પાલજ, રામપુરા, ઈજપુરા, અને રાણીપુરા તાલુકા છે.[3]

---

૧ તેમજ સાદરા સિવિલ સ્ટેશનની ગણત્રી પણ તાલુકામાં ગણેલી નથી કેમકે સાદરા બજારની જમીન વાસણા ઠાકોરની છે. અને હકુમત એજન્સિની છે. તે સિવાયના ૫૨ તાલુકાઓ અને સંસ્થાનો ગણેલાં છે.

૨ અસલ નામ "વીસરોડા" મૂળ પુરૂષ વીસાજી ના નામ ઉપરથી છે.

૩ કટોસણ જિલ્લામાં કટોસણ તાલુકા સિવાયના બીજા જે તાલુકાઓ છે તે કટોસણ તાલુકામાંથી થએલા છે.

ઉપરનાં ૭ પરગણાંમાં બાવીશી જિલ્લાનો પેટાભાગ મહીસા ગણતાં આ એજન્સિના ૫૯ ભાગ છે. થાણાના નવા ભાગો તેમાં ભેલવતાં ૬૩ ભાગ છે. તેમાં ૫૨ તાલુકા છે. આ તાલુકાઓમાં ૧૭ રજપુત ઠાકોર,[૧] ૩૧ કોળી ઠાકોર[૨] અને ૪ મોલેસલામ[૩] મિયાંના તાલુકાઓ છે.

---

૧ નાની મારવાડમાં ઈડર, દાંતા, પોળો, માલપુર વલાસણા, સુદાસણા અને મગોડી એ સાત તાલુકા; રહેવર જિલ્લામાં મોહનપુર, રણાસણ, વડાગામ, દધાલીઆ, રૂપાલ અને બોલુંદરા એ ૭ તાલુકા; સાબર કાંઠામાં માણસા, પેથાપુર અને વરસોડા એ ત્રણ તાલુકા અને બાવીશીમાં વાસણા તાલુકો મળીને સત્તર તાલુકા રજપૂત ઠાકોરોના છે.

૨ નાની મારવાડમાં ગાબટ, હડોલ, સતલાસણા, ભાલુસણા, ટીંબા, ઊંબરી, મોટા કોઠારણા, એ સાત તાલુકા; સાબર કાંઠામાં ઇલોલ, પ્રેમપુર, ખેડાવાડા, કડોલી, દેરોલ, તાજપુરી, વકતાપુર, હાપા, દેધરોટા અને લીંબી એ દસ તાલુકા; વાત્રક કાંઠામાં ઘોડાસર, આંબલીઆરા, સાઠંબા, એ ત્રણ તાલુકા, અને કટોસણ જિલ્લામાં કટોસણ, મગુના, તેજપુરા, મેમદપુરા, દેલોલી, કસળપુરા, વીરસોડા, પાલજ, રામપુરા, ઈજીપુરા અને રાણીપુરા એ અગીઆર તાલુકા મળી ૩૧ તાલુકા મકવાણા કોળી ઠાકોરોના છે.

૩ વાત્રક કાંઠામાં ખડાલ, પુનાદરા, રમાંસ અને ડાભા એ ચાર તાલુકાઓ મોલેસલામ મિયાંના તાલુકા છે અને તે લાલના માંડવા ( ગાયકવાડ સરકારના મુલકમાં આ તાલુકો વાત્રક કાંઠાની લગોલગ આવેલો છે ) માંથી થએલા છે.

આ તાલુકાના મિયાંના મૂળ પુરૂષ મૂળે રજપૂત પાછળથી કેળીની

**હાલનું થાણા સર્કલનું બંધારણઃ**—ઉપર જણાવેલાં ૭ પરગણાંમાં કેટલાક બહુ નાના નાના તાલુકા છે. જેથી તેમનો રાજ્ય વહીવટ એજન્સિ હસ્તક રાખવામાં આવેલો છે. તેવા એક જથે આવેલા તાલુકાના જુદા જુદા સમુદાય ઠરાવેલા છે. તે દરેકને "જિલ્લો કે થાણું" એવી સંજ્ઞા આપવામાં આવેલી છે. તેનો વહીવટ સરકાર તરફથી જે અમલદાર કરે છે તેને થાણદાર કહે છે. તેમને બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અને દીવાની દાવા રૂ. ૫૦૦) સુધીના ચુકાવવાનો અખત્યાર છે. આ એજન્સિમાં પાંચ થાણાં કે જિલ્લા ઠરાવેલા છે. સાદરા બજાર કે જે એજન્સિનું હેડક્વાટર સ્ટેશન છે. તેને સાદરા સીવીલ સ્ટેશન કહે છે. અને તેનો વહીવટ સાદરા બજાર કારકુનની મદદથી હજુર ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ ચલાવે છે.

૧. **બાવીસી થાણું**:—આ થાણાનું સદર સ્ટેશન ડભોડા છે. પ્રથમ મુખ્ય બાવીશ ગામોનો સમુહ હતો તે ઉપરથી બાવીશી કહેવાય છે. તેમાં બાવીશી જિલ્લાનાં ગામો આવેલાં છે.

**મહીસાઃ**—એ બાવીશીનું પેટા થાણું છે. અને ત્યાંનો વહીવટ

---

કન્યા સાથે પરણી રજપૂતની જાત બોઈ મકવાણા થએલા તે પછી ગુજરાતના પાદશાહની નોકરી અને મદદમાં રહી ઇસ્લામી ધર્મ કબુલ કરી જમીનના પટા મેળવ્યા તેથી તે મોલેસ્લામ (મોળી મુસલમાન) કહેવાય છે. હાલ પણ તેઓ ઠાકરડાઓમાંથી હિંદુ રિવાજ પ્રમાણે કન્યા પરણે છે. અને પોતાની કન્યાઓ મુસલમાની રિવાજ પ્રમાણે મુસલમાન સરદારોમાં આપે છે. એટલે તેઓ હિંદુ અને મુસલમાન બન્ને ધર્મને માને છે.

મહીસા અવલ કારકુન બાવીશી થાણુદારના હાથ નીચે ચલાવે છે.

૨. ગઢવાડા થાણું:—એમાં સતલાસણા, ભાલુસણા, હડોલ, ટીંબા, ઊંબરી અને મોટા કોઠારણા એ તાલુકાઓ આવેલા છે. ત્યાંનું સદરસ્ટેશન સતલાસણા છે.

૩ કટોસણ થાણું:—એમાં મગુના, તેજપુરા, વીરસોડા, પાલજ, દેલોલી, કસળપુરા, મેમદપુરા, ઇજપુરા, રામપુરા અને રાણીપુરા, એ તાલુકાઓ આવેલા છે ત્યાંનું સદર સ્ટેશન સાંથળ છે.

૪. સાબરકાંઠા થાણું:—એમાં બોલુંદ્રા, દેરોલ, ખેડાવાડા, ફડોલી, વકતાપુર, પ્રેમપુર, દેધરોટા, તાજપુરી, હાપા, લીખી, અને દધાલીઆ, એ તાલુકાઓ આવેલા છે. એનું સદર સ્ટેશન વકતાપુર છે.

૫. વાત્રકકાંઠા થાણું:—એમાં ઝેર, નિર્માલી, રમાંસ, ગાબટ, ડાભા, માંડવા અને પુનાદરા તાલુકાનું ભાગીલું તેલનાળ ગામ, એ તાલુકાઓ આવેલા છે. એનું સદર સ્ટેશન નિરમાળી છે.

૬ સાદરા સીવ્હીલ સ્ટેશન:—એમાં સાદરા બજાર છે. એ સીવ્હીલ સ્ટેશન અને એજન્સિનું હેડકવાટર છે.

દેખાવ:—આ એજન્સિની ઉત્તર સરહદે ગઢવાડા, દાંતા અને ઇડર સંસ્થાનની છેક ઉત્તરનો ભાગ આબુ પર્વત, મેવાડ અને આરાસૈકોરના પહાડોને લગતા નાના નાના ડુંગરોથી, તેમજ ઇશાન અને પૂર્વ સરહદનો ભાગ મોટાઉદેપુર અને ડુંગરપુરના નાના નાના ડુંગરોથી છવાયેલો છે. તે ડુંગરોમાંથી નાની નાની કેટલીક નદીઓ નીકળે છે.

મોડાસા અને માલપુર નજીક ડુંગરપુરના પહાડના નીચા પણ

લાંબા ફાંટા આવ્યા છે. તે આગળ જતાં જમીન સરસા થઈ જાય છે. ત્યાં જમીન ખડકવાળી દેખાય છે. આ પ્રદેશમાં થઈ કેટલીક નદીઓ નીકળે છે. તે ગાયકવાડી દહેગામ તાલુકામાં થઈ નૈર્ઋત્ય-ખૂણુ તરફ વહે છે. કેમકે તે તરફની જમીન ઢાળ પડતી છે.

ખેડા જિલ્લાની સરહદ તરફ ખડકો પથરાયેલા નથી. તેથી તે તરફના પ્રદેશમાં ફળદ્રૂપ ખેતરો આવેલાં છે.

અમનગર—હીંમતનગરની દક્ષિણમાં અમદાવાદ જિલ્લાના પ્રાંતિજ તાલુકાના રેતાળ અને સપાટ પ્રદેશમાં થઈ હાથમતી અને બીજી નદીઓ વહે છે. હાથમતીની દક્ષિણે જમીન નીચી ઊંચી થતી જાય છે.

ઉત્તરે મેવાડના ડુંગરોમાંથી સાબરમતી નીકળે છે. અને તે આ એજન્સિની પશ્ચિમ દિશાએ છેક ઉત્તરમાંથી દક્ષિણ તરફ વહે છે.

આ એજન્સિનો કટોસણ જિલ્લો ગાયકવાડ સરકારના કડી મહાલની લગોલગ છેક પશ્ચિમમાં આ એજન્સિથી તદ્દન અલગ આવેલો છે.

કટોસણ જિલ્લો એ *ચુંવાળમાં ગણાય છે. કટોસણ જિલ્લો, તેની લગોલગનો ગાયકવાડ સરકારનો મુલક અને અમદાવાદ જિલ્લાના વીરમગામ તાલુકાનો કેટલોક મુલક એ ચુંવાળ ગણાય છે. ચુંવાળનો પ્રદેશ રેતાળ હોઇ કંઈક ઊંચો છે.

---

* અસલ એ મુલકમાં ૪૪ ગામ હતાં તેથી ચુમ્માલીસ-ચુંવાળી—ચુંવાળ કહેવાય છે. ચુંવાળ માટે કહેવાય છે કે:—

" તોછડી બોલી ટુંકાં પેરણાં, ઝાડ જવલ્લેને ઝાંખરાં ઘણાં;
સસલાં હરણને કાળિયાર તણાં, ચુંવાળે ટોળાં રઝળે ઘણાં.

**પર્વતોઃ**—મહીકાંઠામાં બહુ ઉંચા પર્વતો આવેલા નથી. પરંતુ ઊત્તર અને ઇશાન તરફથી છેક પૂર્વ સરહદનો મુલક, મેવાડ અને ડુંગરપુરના ડુંગરોથી છવાયેલો છે. ઉત્તરે અંબાભવાનીના સ્થળને લીધે પ્રખ્યાત આરાસૈકોર વગેરે નાના નાના ઘણા ડુંગરો છે. અને તે પણ આરાવળીના દક્ષિણ પશ્ચિમ છેડાના ભાગ છે.

**નદીઓઃ**—આ એજન્સિનો ઊત્તર અને ઇશાન સરહદ તરફનો મુલક છેક પૂર્વ સરહદ સુધી ડુંગરાળ હોવાથી તેમાં ઘણી નદીઓ નીકળે છે.

આ એજન્સિમાં નદીઓ બે દિશાઓમાં વહે છે. જે નદીઓ ઇશાન તરફના ડુંગરોમાંથી નીકળે છે. તે નૈરૂત્ય તરફ ઢાળ હોવાથી તે તરફ વહે છે. અને જે નદીઓ ઉત્તરમાંથી નીકળે છે તેનો ઢાળ દક્ષિણ તરફ હોવાથી દક્ષિણ તરફ વહે છે. એક નદીમાં વહાણ ફરી શકતાં નથી. તેમ હાથમતી સિવાય એકનું પાણી ખેતીને પાણી પૂરૂં પાડવાના ઉપયોગમાં લેવામાં આવતું નથી.

આ એજન્સિમાં સૌથી અગત્યની મુખ્ય નદીઓ સાત આવેલી છે. તે ઉપરાંત ઇડર સંસ્થાનમાંથી ૧૩ અને દાંતાના ડુંગરાળ મુલકમાંથી બીજી આઠ નાની નાની નદીઓ નીકળે છે. તેથી પણ ઘણી નાની નાની નદીઓ અને વહેળા પણ આ એજન્સિના ડુંગરાળ પ્રદેશમાંથી નીકળે છે.

**મુખ્ય નદીઓઃ**—( ૧ ) **સાબરમતી** (૨૦૦ મૈલ):–મેવાડના ડુંગરમાંથી ઢેબર નામના તળાવમાંથી નીકળી દાંતા અને ઈડર સંસ્થાનની હદમાં થઈ દક્ષિણ તરફ વહે છે. ત્યાં તેને બીજી નાની નાની ઘણી નદીઓ મળે છે. આ નદી **વલસાણા, વરસોડા, સાદરા, વાસણા, પેથાપુર** અને **અમદાવાદ** આગળ વહી આગળ જતાં

**ખંભાતના અખાતને** મળે છે. તેને પ્રાંતિજ તાલુકાની વાયવ્ય સરહદ તરફ **સંગપર** ગામ આગળ **હાથમતી** નદી મળે છે. ત્યાર પછી એ નદી **સાબરમતી** નામથી ઓળખાય છે. તેને ધોળકા નજીક ખેડા જિલ્લાના રહુ ગામની વાયવ્ય ખૂણમાં **ખારી** નદી, અને ધોળકાની દક્ષિણ પૂર્વે **વૌઠા** આગળ **વાત્રક નદી** બીજી ત્રણ નદીઓ સાથે મળે છે. જ્યાં સાબરમતીને વાત્રકનો સંગમ થાય છે તેની પૂર્વે **પાદરા** અને પશ્ચિમે **વૌઠા** આવેલાં છે આ સ્થળે દર કાર્તિકી પૂનેમે મોટા મેળો ભરાયછે. અને તે પાંચ દહાડા રહે છે. વૌઠા ગામ ઘણું પવિત્ર ગણાય છે. કેમકે ત્યાં **સાબરમતી, હાથમતી, ખારી, માઝમ, મેશ્વો, વાત્રક** અને **શેઢી** એ સાત* નદીઓનાં જળ એકઠાં થાય છે. કળીયુગમાં આ નદી ઉત્તર ગુજરાતની નદીઓમાંપવિત્ર ગણાય છે. જેથી આજુ બાજુ નાં ગામોનાં લોકો વાર તહેવારે નાહાવા આવે છે.

વધારેમાં વધારે એ ૫૧૭ યાર્ડ પહોળી છે. મૂળ તરફ એના કાંઠા ઉંચા છે. મુખ તરફ તે જમીનની સપાટી સાથે વહે છે. કોઇ કોઇ વાર રેલ આવવાથી કંપ ઠરવાથી તેના કાંઠાની જમીન ભાઠા વાળી બનાવે છે. ને કોઇ કોઇ વાર રેતી પાથરી ખેડવા લાયક જમીનને નકામી કરે છે. કંપથી બનેલી ભાઠાની જમીનમાં તમાકુ અને રેતાળ જમીનમાં સક્કરટેટી અને બટાટાનો પાક ઉતરે છે.

---

* સાબરમતીને **હાથમતી** અને **ખારી** પ્રથમ મળે છે. અને વાત્રકને શેઢી અને શેઢીને મહોર મળે છે. તે સિવાય વાત્રકને મેશ્વો મળે છે અને તે ત્રણે નદીઓ સાથે વાત્રક સાબરમતીને મળે છે. એ રીતે વૌઠા આગળ સાત નદીઓનું જળ એકઠું થાય છે.

**(૨) સરસ્વતી—કુંવારકાઃ**—આ પવિત્ર નદી દાંતા સંસ્થાનની ઉત્તરે આવેલા મેણાગર નામે ડુંગરમાંથી નીકળી, કોટેશ્વર મહાદેવ પાસે થઈ, દાંતાના રાજ્યને સરહદ કરી સિદ્ધપુર આગળ વહી બનાસ નદીને મળતા પહેલાં કચ્છના રેતીના રણમાં સમાઇ જાય છે. દાંતાના રાજ્યમાં તેને બીજી નાની નાની કેટલીક નદીઓ મળે છે. આ નદી દરીઆને મળતી નથી, અને રણમાં સમાઇ જાય છે. તેથી કુંવારકા ગણાય છે અને પવિત્ર મનાય છે. સરસ્વતી એ કુંવારકા અને પવિત્ર ગણાતી હોવાથી તેમાં નહાવા માટે ઘણા યાત્રાળુઓ તેના મૂળ આગળ અને **સિદ્ધક્ષેત્ર—શ્રી સ્થળ** કે **સિદ્ધપુર** યાત્રાર્થે જાય છે. દર કાર્તિકી પૂનેમે તથા ગ્રહણ વગેરે પર્વણિને દિવસે ઘણા લોકો સિદ્ધપુર તીર્થમાં સ્નાન માટે એકઠા થાય છે.

**(૩) હાથમતીઃ**—પાલની પેલી તરફના ડુંગરમાંથી નીકળી **તાજપુરી** અને **અહમદનગર-હીંમતનગર** ઉપર થઇ સાબરને **સંગપુર** ગામ આગળ મળે છે; ત્યાંથી સાબરનદી સાબરમતી નદીના નામથી ઓળખાય છે. આ નદી ઉપર અમનગર-હાલનું નામ હીંમતનગર આવેલું છે. અહમદનગરથી ઈડર જવાના માર્ગ ઉપર હાથમતી ઉપર પત્થરનો પૂલ બાંધેલો છે. વળી આ નદીનું પાણી વહી જતું અટકાવી ખેતીના ઉપયોગમાં લેવા માટે અમનગર આગળ બાંધકામ કરેલું છે. ત્યાં પાણી વહેતું અટકે છે. તેમાંથી નહેર કાઢેલી છે. તેને કાંઠે જે ખેતરો આવેલાં છે તેમાં પાણી આપવામાં આવેછે. પ્રાંતિજ આગળ હાથમતી નદીનો બંધ બાંધેલો છે તે *ઓખના

---

* ઓખ-ફાટ, ચીરો.

નામે પ્રસિદ્ધ છે. સાબરમતી અને ×બોખનો ખાડો ઉત્તર દક્ષિણ વહે છે.

( ૪ ) ખારી. ( ૧૦૫ ):—અમનગરની ઇશાને દશેક માઇલ છેટેના ડુંગરમાંથી નીકળી મોહનપુર પટાના ઉત્તર ભાગમાં થઈ નૈર્ઋત્ય તરફ ૧૦૫ માઇલ વહી ધોળકા આગળ રહુની વાયવ્ય ખૂણુમાં સાબરમતીને મળે છે. એનું પાત્ર છાછર અને વાંકું છે. મોહનપુર પટાના ભાગમાં થઇને વહેતાં તેને પ્રાંતિજ તાલુકામાં ખારવા અને બાજવા નામે બે નાની નદીઓ મળે છે. પ્રાંતિજ તાલુકામાં વહેતી, ગાયકવાડ સરકારના દહેગામ તાલુકામાં થઇ, અમદાવાદ જિલ્લાનો દશક્રોઇનો પૂર્વ ભાગ પસાર કરી, એ ખેડા જિલ્લામાં દાખલ

---

× બોખનો ખાડો લાંબો અને પહોળો હોઇ સાબર અને હાથમતીના સંગમ આગળ શરૂ થઈ દક્ષિણ તરફ વહે છે. એ પાણીથી ભરેલા ખાડા અને ભીની પોચી જમીનના કકડાની હાર છે. એમાં જે સૌથી મોટો છે તે મોટો બોખ કહેવાય છે તેણે ૧૫૬ એકર જમીન રોકી છે અને તે ૩૦ ફુટ ઉંડો છે.

નાનો બોખ પ્રાંતિજની પશ્ચિમે ૩૫ એકર વિસ્તારમાં છે. એ સરાસરી ૪ ફુટ ઉંડો છે. મુધાસણુ આગળ ખારી નદી બોખના ખાડામાં સમાઇ જાય છે. ચોમાસામાં પુષ્કળ પાણી બોખમાંથી ખારી નદીમાં જાય છે. પણ કોરી–સુકી મોસમમાં તેમ થતું નથી. દંત કથા એવી ચાલે છે કે અહંમદશાહના વસાવેલા અમદાવાદને પુરતું પાણી પુરૂં પાડવાને તેના હુકમથી હાથમતીને પુસ્તો બાંધી સાબરમતીમાં વાળી હતી તેથી બોખ એ હાથમતીનો જૂનો પ્રવાહ માર્ગ છે.

થાય છે. અને આગળ જતાં ધોળકા પાસે સાબરમતીને મળે છે. તેનાપર ધનીઓલ, કંથાપરા, ધારીસણા, નાંદોલ, સાણોદ્રા અને ડભોડા વગેરે ગામો આવેલાં છે. એ ૨૦ ફુટથી વધારે પહોળી નથી દશક્રોઇ તાલુકાના ધામતવાન ગામ આગળ દક્ષિણ તરફનો ઢાળ લઈ એ કેટલાંક વર્ષથી મેશ્વોને મળી જવાનું વલણ ધરાવે છે. પણ તેમ થતું અટકાવવાને માટીનો બંધ બાંધી લેવામાં આવ્યો છે. આગળ જતાં ખેડા જિલ્લામાં આ નદીમાંથી કાંસ કાઢીને આશરે સો વર્ષથી આસપાસનાં ગામોમાં ડાંગર પકવવાને તેનું પાણી લેતાં હતાં. તેથી વારંવાર મરામતનો ખર્ચ ઘણો થતો હતો જેથી આજથી ૬૦ વરસ ઉપર કાયમનું ચૂનાગચ્છીનું બાંધ કામ કરી લેઈ લોકોને ડાંગરના પાક માટે પાણી લેવાની સરકારે સગવડ કરી આપેલી છે. આ નદી ચોમાસા સિવાય આખું વર્ષ વહેતી નથી. ચોમાસું પુરૂં થતાં કેટલીક મુદ્દત પછી આગળ વહેતાં સુકાઈ જાય છે. એટલે ઉનાળાની ઋતુની શરૂઆતમાંજ સુકાઈ જાય છે.



મેશ્વો, **માઝુમ–માઝમ** અને **વાત્રક** એ ત્રણ નદીઓ ડુંગરપુરની દક્ષિણેથી નીકળે છે. તેઓનું વહેણ નૈઋત્ય તરફનું છે. એ ત્રણેમાં વાત્રક સૌથી મોટી એટલે ૧૫૧ મૈલ લાંબી છે. વાત્રક અને માઝમ મોડાસાના પેટા મહાલમાં થઇને વહે છે.

**( ૫ ) માઝુમ–માઝમ:—**મહીકાંઠા અને ડુંગરપુરની વચ્ચે આવેલા ડુંગરમાંથી નીકળી **મોડાસા**, વડાગામ, **આંબલીઆરા** આગળ વહીને થોડે છેટે **લાલના માંડવા** પાસે **વાત્રકને** મળે છે.

( ૬ ) મેશ્વો:—એ મેવાડના ડુંગરોમાંથી નીકળી ખારીનદીની સમાંતરમાં વહે છે. અને તે હરસોલ આગળ થઇ આગળ જતાં ખેડાથી ઉત્તરે થોડે દુર વાત્રકને મળે છે. તેના ઉપર સામેરા, શામળાજી, બોલુંદરા, બાકરોલ, રણાસણ, મોહનપુર, હરસોલ, સાહેબજીના મુવાડા, કડજોદરા, લવાડ, હરખજીના મુવાડા, હરસોલી, લીહોડા, વગેરે ગામો આવેલાં છે.

૭ વાત્રકઃ—( ૧૫૧ મૈલ. ) એ ડુંગરપુરના દક્ષિણ તરફના ડુંગરોમાંથી મેવાડના સેતુમન શહેર પાસેથી નીકળી મહીકાંઠાની નૈર્ઋત્યકોણમાં મેધરજ, માલપુર, મગોડી, રમાંસ, ડાભા, માંડવા, પુનાદરા, આતરસુંબા, ખડાલ, ધોળાસર, મહેમદાવાદ આગળ થઈ અમદાવાદ જિલ્લાના પ્રાંતિજ તાલુકામાં વહી, ખેડા જિલ્લામાં વહેતાં વૌઠા આગળ સાબરમતીને મળે છે. માંડવા નજીકમાં માઝમ નદીનો સંગમ થાય છે. ત્યાંથી આગળ વહેતાં ખેડાની ઉપલીગમ પાંચ માઈલ ઉપર મેશ્વો વાત્રકને મળે છે. ખેડા આગળ શેઢી વાત્રકને મળે છે. ( વરાંસી કપડવણજ આગળ મહેરને અને મહોર નદી આગળ વહેતાં શેઢી નદીને અને શેઢી, મહોર અને વરાંસી સાથે ખેડા આગળ વાત્રકને મળે છે. ) આ ત્રણે નદીઓનું એકઠું જળ ( વાત્રક નદી ) સાબરમતીને પાલ્લા અને વૌઠા આગળ મળે છે. તે પહેલાં ખારી પણ સાબરમતીને આવી મળે છે. હાથમતી તો પ્રાંતિજ નજીક સંગપુર પાસે સાબરમતીને મળેલી છે.

મેશ્વો, માઝમ અને વાત્રક એ ત્રણે નદીઓનાં પાત્ર સાંકડાં છે. પાણીના વહેણના ઘસારાથી તેમાં નાના મોટા સુંવાળા થએલા કાંકરા તથા પથરા ઘણા છે.

મેશ્વો નદી ઉપર હરસોલ નજીક ઈંટથી ચણેલો મજબુત પૂલ બાંધેલો છે.

( ૮ ) **વરાંસી**:—એ નાની નદી છે ને તે નૈર્ઋત્ય કોણમાંથી વાડાશિનોરના ડુંગરમાંથી નીકળી કોટડા, **બાયડ, ઝેર, નિર્માલી** આગળ વહી મહોર નદી કે જે વાડાશિનોરના વીરપુરના ડુંગરમાંથી નીકળે છે. તેને કપડવણજ પાસે મળે છે. આ નદી નાની છે. છતાં તેમાં હમેશાં પાણી રહે છે. આગળ જતાં ૨૦ મૈલ પર મહોરને લુણી નદી મળે છે. ત્યાંથી મહોર આગળ પાંચ મૈલ વહીને શેઢીને, અને શેઢી ખેડા આગળ વાત્રકને મળે છે.

---

તળાવો:—આ એજન્સિમાં કુદરતી સરોવર કે તળાવ નથી. પણ બંધાવેલાં નાનાં મોટાં ઘણાં તળાવો છે. કેટલાંકમાં આખું વર્ષ પાણી રહે છે તે ઢોરના પીવામાં આવે છે તે સિવાય બીજા કામમાં આવતું નથી. તેમાંના ૪ તળાવ મોટાં અને જાણવા લાયક છે ને તે ઇડર રાજ્યની હદમાં આવેલાં છે.

**૧ રાણી તળાવ:**—ઈડરના દક્ષિણે અર્ધા માઈલ ઉપર ૯૪ એકર જમીનમાં છે. તેની ઊંડાઇ ૧૭ ફુટ છે. એની પૂર્વ બાજુનાં પગથીઆં ચણેલાં છે. એ ઈ. સ. ના ચૌદમા સૈકામાં ઇડરના રાવ ભાણની રાણીએ બંધાવેલું એમ કહેવાય છે. ને તેથીજ તે રાણી તળાવ કહેવાય છે.

૨. **કરમા બાઇ તળાવ**:—એ શામળાજીની ઉત્તરમાં ૧૩૪ એકર જમીનમાં છે. તેની ઊંડાઇ ૧૫ ફીટ છે. આ તળાવ કોઇ ઋષિએ વગર હથિયારે ફક્ત હાથથી કરેલું એમ કહેવાય છે. તેની દક્ષિણ બાજુએ ૮૮ ફીટ જેટલામાં પગથિયાં છે.

૩. બાપસર તળાવઃ--બાપસરની પાસે ૧૮૨ એકરમાં અને ૧૫ ફીટ ઊંડાઇનું છે.

૪. હુડાદનું તળાવઃ--એ હડાદથી એક મૈલને છેટે છે તે ૭૯ એકર જમીનમાં છે તેને પગથિયાં નથી.

પહેલાં ત્રણ તળાવોનું પાણી બારે માસ રહે છે; પણ ત્રીજાનું થોડુંક ખેતરના કામમાં આવે છે. હડાદ તળાવનું પાણી આઠ માસ રહે છે. ને તેનું થોડુંક પાણી ખેતરના ઉપયોગમાં લેવામાં આવે છે.

---

## * જળાશયોના પાણીનો ખેતીમાં ઉપયોગ:—

આ એજન્સિની કેટલીક નદીઓનાં પાત્ર ઉંડાં હોવાથી અને તેમના કાંઠા ઉંચા હોવાથી તેમનું પાણી ખેતરોમાં ઝાઝું લેવામાં આવતું નથી. તો પણ સાબરમતી અને ખારી નદીઓમાંથી કિનારે ઢેંકવાં કરી કોસ વડે પાણી ખેંચી ખેતરોમાં પાણી પાય છે.

કુવાઓનું પાણી ખેતરોમાં કોસવડે પવાય છે તેમાં મહેનત વખત અને ખર્ચ ઘણો થાય છે, આ એજન્સિનો દક્ષિણ તરફનો પ્રદેશ રેતાળ હોવાથી કુવા ૫૦ થી ૭૦ હાથ ઊંડા છે. બાકીના સ્થળમાં ૩૦ થી ૬૦ હાથ સુધી ઊંડાં પાણી હોવાથી તે સ્થળમાં કુવા ૩૦ થી ૬૦ હાથ સુધી ઊંડા હોય છે.

આ એજન્સિમાં ખેતીને મદદ કરી શકાય તેવાં તળાવો નથી. તેથી તળાવોનું પાણી ખેતીના ઉપયોગમાં લઈ શકાતું નથી.

---

* જળાશયો—પાણીનાં સ્થળો જેવાંકે:—કુવા, વાવ, નદી, તળાવ, નહેરો વગેરે.

નહેરો વડે ખેતરોમાં જથાબંધ પાણી પૂરૂં પાડી શકાય પરંતુ આ એજન્સિનું ભોંય તળીયું રેતાળ હોવાથી લાંબા અંતર સુધી પાણી વહેવડાવી લઇ જતાં ઘણુંખરૂં પાણી જમીનમાં ઉતરી જાય અને જ્યાં પાણી શોષી લે એવું ભોંયતળીયું નથી ત્યાં એવડી મોટી નદી આવેલી નથી કે ત્યાં નહેરો થઈ શકે. તો પણ એવી એક નહેર હાથમતી નદીમાંથી અમનગરની નજીકમાંથી ઠેઠ વાળીફૂડા સુધીની ૨૦ મૈલની ખોદી છે. અને તે આગળ જતાં ખારી નદીમાં મેળવી દેવામાં આવી છે. આ નહેરનું પાણી આજુબાજુનાં ખેતરોમાં ડાંગરના કયારડા, શેરડી અને બીજા વાવેતરને આપવામાં આવે છે. હાથમતીની નહેર સિવાય બીજી કોઈ પણ નહેર આ એજન્સિમાં આવેલી નથી.

* **આબોહવા**—મહીકાંઠામાં ઉત્તરમાં તથા પૂર્વમાં ઉંચી જમીનની હવા વધારે ઠંડી છે, બાકીની ગુજરાતના બીજા ભાગોના જેવીજ છે. અકટોબર આખરમાં ઠંડી ઋતુ શરૂ થાય છે ને સવારે સાંજે બહુ ટાઢ પડે છે. નવેંબરથી ફેબ્રુઆરી સુધીના ચાર મહીનામાં હવા વિશેષે કરીને રમણીય રહે છે. ડીસેમ્બર અને જાનેવારીમાં બહુજ ટાઢ પડે છે. એપ્રિલથી ગરમીની ઋતુ શરૂ થાય છે. જુનના પહેલા અઠવાડીઆમાં ગરમી બહુ અકળાવે છે. વાદળાં થાય છે પણ વરસાદ ઓછો પડતો નથી. જુલાઈમાંને સપ્ટેંબરના પહેલા

---

* **આબોહવા**—( આબ–પાણી + હવા–હવા ) હવાપાણી.

સાદરામાં ૧૯૦૫ થી ૧૯૧૨ સુધીનાં છેલ્લાં આઠ વર્ષોમાં વરસાદની સરાસરી ૨૮ ઇંચ અને ૩ દોકડાની આવે છે. ૧૯૧૧ ની સાલમાં માત્ર ૮ ઇંચ વરસાદ પડયો હતો, બાકીનાં કેટલાંક વર્ષોમાં ૩૦ ઇંચ ઉપરાંત અને વધારેમાં વધારે ૩૭ ઇંચ વરસાદ પડયો હતો.

ભાગમાં વિશેષ વરસાદ પડે છે. માર્ચથી જુન સુધી પશ્ચિમનો અને ઉત્તર પશ્ચિમનો (વાયવ્ય તરફનો) પવન હોય છે; જુલાઇથી સપ્ટેંબર સુધી દક્ષિણ પશ્ચિમનો (નૈર્ઋત્ય તરફનો) અને અકટોંબરથી તે ફેબ્રુઆરી સુધી ઉત્તર અને ઉત્તર પૂર્વનો (ઇશાન તરફનો) પવન હોય છે.

સાધારણ રીતે શિઆળો, ઉનાળો, અને ચોમાસું એવી ત્રણ ઋતુ છે. શિઆળાની ઋતુ નવેંબરથી ફેબ્રુઆરી સુધી ગણાય છે. આ એજન્સિમાં આ ઋતુમાં સાધારણ રીતે ટાઢ વિશેષ પડે છે. કેમકે ઇશાન તરફનો સુકો પવન એ વખતે વાય છે તેથી ટાઢ વધારે પડે છે. કોઇ કોઇ વાર અતિશય ટાઢથી હિમ પડે છે. ત્યારે ખેતરોમાંના છોડ તદ્દન બળી જઇ બહુ નુકસાન થાય છે. આ ઋતુમાં સાધારણ રીતે વધારેમાં વધારે પારો ૫૦° થી નીચે જતો નથી.

માર્ચથી જુન આખર સુધી ઉનાળો છે. આ ઋતુમાં પશ્ચિમનો પવન વાય છે. દિવસે અતિશય તાપ પડે છે. જાનેવારીમાં કમીમાં કમી સરાસરી ગરમી ૫૬° જેટલી ને વધારેમાં વધારે ૮૦° જેટલી હોય છે. મે માસમાં ગરમીનું પ્રમાણ વધતું જઇ ૧૦૦° થી ૧૧૦° સુધીનું હોય છે. આ એજન્સિના દક્ષિણ અને મધ્ય ભાગના પ્રદેશમાં ઉનાળા અને બીજી ઋતુમાં તાપ વિશેષ પડે છે. કારણ કે તે પ્રદેશ રેતાળ હોવાથી ઝટ તપી જાય છે. ડુંગરાળ પ્રદેશમાં ડુંગરોના ઉંચાણ અને સખત જમીનને લીધે ત્યાં દક્ષિણ અને મધ્ય ભાગ કરતાં તાપ કમી લાગે છે. આ એજન્સિના મધ્ય ભાગમાં તાપ વધારે પડે છે જેથી કેરી, ટેટી, રાયણ વગેરે ફળના પાકને તે લાભકારક થાય છે. ફેબ્રુઆરી અને જુન એ બે મહીના તંદુરસ્ત ગણાય છે.

ચોમાસાની ઋતુ જુન આખરથી અક્ટોંબર આખર સુધી ગણાય છે અક્ટોંબરમાં મંદવાડ વિશેષ હોય છે. કેમકે ચોમાસામાં પડેલા વરસાદનું પાણી સુકાવા માંડવાથી અને તેમાં ભળેલી કોહેલી વસ્તુમાંથી ખરાબ ઝેરી મેલેરીઆ હવા નીકળવાથી એ મહીનામાં ઘણા જણને તાવ આવે છે. આ ઋતુમાં સરાસરી વરસાદ ૩૦ થી ૩૫ ઇંચ સુધી પડે છે. ઇડર, દાંતા, ગઢવાડા, માલપુર, મોડાસા, એ તરફના પહાડી મુલકમાં ૩૫ થી ૪૦ ઇંચ અને કોઇ વખતે તે કરતાં પણ વધારે વરસાદ પડે છે. ડુંગરાઉ પ્રદેશની હવા કેટલીક જગોએ ઘણી મુદ્દત સુધી મેલેરીઆ રહે છે તેમજ કેટલીક જગાનાં હવાપાણી ઘણાંજ ખરાબ ગણાય છે. *

ગુજરાતના બીજા ભાગ કરતાં આ એજન્સિના મધ્ય અને દક્ષિણ ભાગમાં તાપ કંઇક વિશેષ પડતો હોવાથી હવા સુકી ગણાય છે. તેથી ઘણા માણસોનાં શરીર અને મગજ વધારે કલાક સુધી

---

* નઠારાં હવા પાણીની પ્રતીતિરૂપ લોકોમાં નીચેની લોક કહાણી બોલાય છે કેઃ—

પાલ, પહાડા ને પાનરવા, પોશીનાને પોળો;
પાંચે પાપા પ્રાણ લે, જેમ વાગે તોપનો ગોળો.

પોશીનાના આકળ અને વ્યાકળ એ બે વહેળાના પાણી વિષે નીચે મુજબ દંત કથા ચાલે છે કેઃ—

આકળ પૂછે વ્યાકળને, કે આવ્યા છે પરદેશીભાઇ.
ન્હાશે નહીં તો બોળશે પાગ, મરશે નહીં તો આવશે તાવ;
આવ્યા છે વાંકે અંબોડે, તે મોકલીશ માથે ખોડે.—

લાગ લાગટ કામ કરવાને અશક્ત હોય છે. સાદરા અને તેની નજી-કની આબો હવા સુકી હોવાથી સાદરા સીવ્હીલ સ્ટેશનની આરોગ્ય-તા સારી છે.

આ એજન્સિના દક્ષિણુ સિવાયના કુવા વગેરે પાણીનાં સાધન વાળા ભાગોમાં ત્રણુ પાક ઉતરતા હોવાથી ખેડૂતોને આખું વર્ષ કામ પ્હોંચે છે. તેથી તેઓ બીજા ખેડૂતો કરતાં વધારે ઉદ્યોગી અને શ-રીરે વિશેષ મજબુત બને છે.

---

## પ્રકરણુ ૨ જું.

## પેંદાશ.

૧. ખનિજ પેંદાશ (૧. પત્થર):—ડુંગરોમાં કિંમતી ધાતુ કે કિંમતી ખનિજ પદાર્થ મળવાનો સંભવ છે અને તેની શોધ થવાની જરૂર છે. ઇડર સંસ્થાનના અમનગર શહેર અને તેની આસપાસની જમીનનું બંધારણુ પત્થરનું બનેલું હોવાથી અમનગર, સવગઢ ( પાણુપર ), મોતીપુર એ ગામોમાં મોટી મોટી સારા પત્થરોની ખાણો છે આ પત્થર ઘણો કઠણુ અને મજબુત હોવાથી તેના ઉપર કોતર કામ ઘણું સારૂં થાય છે.

ઇડર સંસ્થાનમાં ભેટાળી કરીને શામળાજી પાસે એક ભોમીઆ સરદારનું ગામ છે. એ ગામમાં એક જાતનો એવો પત્થર નીકળે છે કે જેના ચૂનાને ભેટાળીઓ કહે છે. તે દેવળો તથા મકાનોમાં ચુના ઉપર સાગોળ કરવાના કામમાં આવે છે. તેને ઘુંટવાથી કાચ જેવો ચળકાટ મારે છે.

અમનગર પટાના એરણા ગામે ઘંટી લાયક ઘણા સારા પત્થરો નીકળે છે. તેમજ ત્યાંથી અબરખ પણ મળી આવે છે. મેંઢાસણની હદમાંથી પણ અબરખ મળી આવે છે.

હાલમાં દેધામડા નજીક એક જાતના સુંવાળા પત્થરની ખાણ માલમ પડી છે તે પત્થર વીજળી લાઈટના દીવાની આસપાસ મૂકવા માટેના કપડાની જાળી બનાવવાના ઉપયોગમાં આવે એવો કિમતી છે તે સિવાય બીજા ઘણા ઉપયોગમાં આવે એવો કિમતી માલમ પડે છે. આવી જાતના પત્થરની ખાણ હિંદુસ્થાનમાં ફક્ત એકજ સ્થળે મદ્રાસ ઇલાકામાંજ છે.

અમનગરની આસપાસ સાબરકાંઠા થાણાની કેટલીક જમીન પત્થરમય છે. તેથી વકતાપુર, ગઢવાડા, લાપા, કંઠાલી, અને ઇડરોલ વગેરે સ્થળેથી પુષ્કળ પત્થરો નીકળે છે. તે પૈકી લાલ તથા ધોળા પત્થરો ઇમારતી કામમાં, અડદીઓ પત્થર ઘંટી બનાવવાના ઉપયોગમાં, મેટલ સડકપર પાથરવાના કામમાં, ચુનાનો પત્થર ચુનો પાડવાના ખપમાં આવે છે. આ ખાણો અમનગરની ખાણો જેવી પ્રખ્યાત નથી પણ જો આની વિશેષ શોધ ખોળ થાય તો તેમાંથી ઊંચા પ્રકારના અને કિંમતી પત્થરો મળી આવે તેમ છે.

સાબરકાંઠામાં વકતાપુરમાં ઇમારતી પત્થર ઉપરાંત નજીકની પત્થરની ખાણમાંથી કાચ જેવો ચળકાટવાળો, ચીનાઈ સાકરના ગાંગડા જેવો ધોળો, અને પાસાદાર, સુશોભિત ચળકતો પત્થર જથાબંધ મળી આવે છે. વધારે શોધ ખોળ કરવામાં આવે તો ઊંચા પ્રકારનો આરસ જેવો કિંમતી પત્થર હાથ લાગવાનો સંભવ છે. આ પત્થર ચશ્માના કાચ માટે ખપ લાગે તેવો છે. વધારે શોધ

ખોળ કરવાથી તેમાંથી હીરા કે તેવી વિશેષ કિંમતવાળો પત્થર કે તેવો પદાર્થ મળી આવે તેમ છે.

ખેડાવાડા, હાપા, વક્તાપુર, ડોલોલ, વગેરે સ્થળે લાલ પત્થર થાય છે. તે આસપાસના પચીસ પચીસ મૈલ ફરતાં સ્થળે ઇમારતી કામમાં વપરાય છે. આ પત્થર ધોળા પત્થર કરતાં ટકાઊ અને મજબુત ગણાય છે.

ખેડાવાડા તાલુકાના મુનપર ગામે અડદીઓ પત્થર નીકળે છે, તે ઘંટી બનાવવાના કામમાં વપરાય છે.

કડોલી અને એકલારા નજીક સાબરમતીના સામ સામા કિનારે ગાયકવાડ સરકારના વિજાપુર મહાલના તાબાનાં રામપુર અને ફુદેડા એ ગામો આવેલાં છે તે નજીક સાબરમતીના કાંઠેથી લાલ રંગના પડવાળા પત્થરો નીકળે છે. તેનું શોધન કરી તેમાંથી રંગ કાઢવા માટે જથાબંધ મુંબાઈ મોકલવામાં આવે છે.

દાંતા રાજ્યના ડુંગરોમાંથી આરસપહાણ, બીલોરી, પારેવો, વગેરે ઘણી જાતના પત્થરો નીકળે છે. તેમજ અબરખ, પોલાદ, વગેરે ધાતુઓની ખાણો છે. પરંતુ આરસપહાણ સિવાય બીજા ખનિજ પદાર્થોની શોધ કરી કાઢવામાં આવતા નથી.

આ સિવાય ચુનાનો પત્થર, ચકમક પત્થર-દેવતા ઝરે તેવો પત્થર, સડકપર પાથરવાનો મેટલ, સ્ફટિક જેવા રંગનો ચળકાટવાળો પત્થર વગેરે અનેક જાતના પત્થરો આ એજન્સિમાં સ્થળે સ્થળે જથા બંધ મળી આવે છે.

ઈડર સંસ્થાનના રાયગઢ પટામાંથી લોકાટ (લોઢાનો કાટ) મળી આવે છે ને તેની ભષ્મ કરી તે દવાના કામમાં લેછે. એમ ધારવામાં આવે છે કે આ ભાગમાં લોઢાની ખાણુ હોવી જોઇએ.

આ પટામાં પ્રથમ ત્રાંબાની ખાણુ હતી પરંતુ ત્રાંબુ કાઢતાં ઘણું ખર્ચ થવાથી તે બંધ કરવામાં આવી હતી એવી દંતકથા ચાલે છે.

**અબરખ:**—મોહનપુર તાલુકાના અડપોદ્રા ગામે અબરખની ખાણો છે તેમજ ઇડરસંસ્થાનના એરણા અને મેંઢાસણ વગેરે સ્થળે અને દાંતાસંસ્થાનમાંથી પણ ઘણી જગોએ અબરખ મળી આવે છે.

**માટી:**—આ એજન્સિમાં કેટલેક સ્થળે ધોળી માટી (ખડી) લાલ માટી (રમજી) અને પીળી માટીની જથાબંધ ખાણો છે.

એકલારા નજીક સાબરમતીના કાંઠે, ખડીની ખાણ છે. એ કપડાંમાં આર દેવાના કામમાં આવે તેવી ચીકણી અને ટકાઉ છે તેથી તેવા ઉપયોગ સારૂ નજીકના ગાયકવાડ સરકારના રામપુર કુદેડા ગામે કારખાનું કાઢવામાં આવેલું છે, આ ઉપરાંત સાબર-કાંઠામાં કડોલી, હાપા, એડાવાડા એ સ્થળે પણ ખડીની જથા-બંધ ખાણો આવેલી છે. તેમાંથી પુષ્કળ ખડી ખોદી કાઢવામાં આવે છે તેનો ઘણો ખરો ઉપયોગ ઘર ધોળવાના કામમાં થાય છે.

કડોલી નજીક ધાવડીનદીના કાંઠે લાલ માટી (રમજી) ની ખાણ છે. તેમજ દેધરોટા, એડાવાડા અને હાપામાં પણ આવી માટીની ખાણો છે.

પીળી માટીની ખાણો પણ ઉપરનાં સ્થળે જથાબંધ છે. આ સઘળી માટી ચીકણી હોવાથી તેનો ધોળવા અને રંગવાના કામમાં ઉપયોગ થાય છે.

**ઊસઃ**—જમીન છુટ્ટી, ખુલ્લી અને નીચે પાણીની સપાટી બહુ ઊંડી નહિ હોવાના લીધે વરસાદ બંધ થયા પછી ઉસ અથવા ખારાનું પડ જમીનની સપાટી પર બંધાય છે. **વાવડી અને અમનગર પટો, બાયડ પટો, તેમજ પ્રાંતિજ તાલુકાની આસપાસનો પ્રદેશ,** વગેરે ઘણે સ્થળેથી ઉસ જથાબંધ મળી આવે છે. જેથી અમનગર, પ્રાંતિજ અને કપડવણજમાં ઊસને કેળવી કપડાં ધોવાનો સાબુ બનાવવામાં આવે છે તે ગુજરાતમાં વપરાય છે, અ વખણાય છે.

ઊસનો બીજો ઉપયોગ કાચ બનાવવાના કામમાં થાય છે. આ કાચની લીલા રંગની-દેશી બંગડીઓ બને છે. ઇડર રાજ્યના વાવડી ગામે કપડવણજ નજીક લાલના માંડવા અને કપડવણજમાં બને છે તેવી દેશી બંગડીઓ બનાવવામાં આવે છે. પરંતુ આ બનાવટને વધારે શુદ્ધ કરી તેને ઊંચા પ્રકારની બનાવટો માટે ઉપયોગમાં લઈ શકાય તેમ છે.

---

૨. **વનસ્પતિ અને પેદાશ**—આ એજન્સિનો ઘણો ખરો મુલક ડુંગરાઉ છે. તેથી નાનાં મોટાં જંગલો આવેલાં છે. તેમાં ખેર, સીસવ, ટીમરણ, વાંસ, અને બીજાં અનેક જાતનાં ઉપયોગી તેમજ જંગલી ઝાડ પુષ્કળ થાય છે. આ સિવાય આંબો, રાયણ, મહુડા, સાગ, લીમડો, આસોપાલવ, ખાખરો, જાંબુડો, હડ્ડુ ( હળદરવો ), ગોરડ, બીઓ, તણછ, ધીઆલી, ધામણ, સાદડ, ધાવડ, પીંપળ, પીંપળા, વડ, બાવળ, બોરડી, આમલી, આમળી, મીંઢળી, ઝીંઝી

અને ટીમરનાં ઝાડ પણ પુષ્કળ થાય છે. કોઈક કોઈક સ્થળે સુખડ ( ચંદન )નાં ઝાડ પણ થાય છે. સુખડનાં ઝાડ ગઢવાડા, દાંતા અને ઇડર સંસ્થાનમાં થાય છે.

કેટલાંક ઝાડનું લાકડું ઈમારતી કામમાં અને કેટલાંકનું બળતણના કામમાં વપરાય છે; આંબો, મહુડો, રાયણ, બોરડી, આમલી, જાંબુડો, વગેરે ફળાઉ ઝાડ છે. તેમનાં ફળ ઉપયોગમાં લેવામાં આવે છે.

મહુડો એ ફળાઉ ઝાડમાં સૌથી વધારે ઉપયોગી છે. એનાં ફૂલ ( મહુડાં ) માણસ તથા ઢોરના ખાવાના ઉપયોગમાં આવે છે. અને તેનો દારૂ ગાળવામાં આવે છે. મહુડાનાં બી ( ડોળી ) માંથી ડોળીઉં નીકળે છે. તે તેલી પદાર્થ તરીકે ખાવામાં અને સાબુ બનાવવાના ખપમાં આવે છે. મહુડાનું લાકડું સખત, સળે નહિ એવું, વધારે આંબળાવાળું તેથી વિશેષ ભાર ઝીલી શકે એવું મજબુત છે. એથી ઈમારતી કામમાં વપરાય છે. એના લાકડાના પાટડા, પાટડીઓ, પીઢો વગેરે બને છે. એનું લાકડું સંગીન છે તેથી તેનો જે ભાગ ઈમારતી કામમાં આવી શકે તેવો નથી તે બળતણ તરીકે કામ આવે છે.

આ ઝાડ કટોસણ જિલ્લા સિવાય એજન્સિમાં સઘળી જગોએ થાય છે. ઈડર સંસ્થાનમાં અને મેવાડની સરહદ્ તરફ ઘણાંજ મોટાં અને વિસ્તાર વાળાં જાડાં થડ, અને ડાળાં વાળાં મહુડાનાં ઝાડ ઘણાં છે. તેમજ બીજે સ્થળે પણ છે. તેથી મહુડાં, ડોળી, ઈમારતી લાકડું, અને બળતણ મેળવવામાં આ ઝાડ ઘણુંજ ઉપયોગી છે.

**સાગ અને વાંસ** ઈડરપટાના ડુંગરોમાં ઘણા થાય છે. સાગના મોભ, વળા, વળી વગેરે થાય છે, વાંસ કાટમાલના કામમાં વપરાય

છે. વાંસની છાલની ચીપો ઉતારીને તેના ટોપલા, ટોપલીઓ, કંડીઆ, છાબડીઓ. સાદડીઓ વગેરે ભંગીઆ લોકો બનાવે છે. ને તે વેચે છે, વાંસમાંથી વાંસકપુર ( વાંસડાનો ગુંદર ) નીકળે છે. અને તે દવાના ઉપયોગમાં આવે છે.

ખાખરાનાં પાંદડાંની પત્રાવળી થાય છે. તેનાં ફુલને કેસુડાં કહે છે અને તે રંગવાના તથા દવાના ઉપયોગમાં આવે છે. તેની શીંગોમાંથી પિત્તપાપડા નીકળે છે તે પણ દવાના કામમાં વપરાય છે. તેનું લાકડું બાળવામાં વપરાય છે. તેનાં મૂળીઆંનાં દોરડાં વણાય છે અને તે ચોમાસાની ઋતુમાં ઘણી મજબુતી આપે છે. બીજી ઋતુમાં બહુ ઉપયોગી નથી. કેમકે પાણીમાં પલળવાથી તે વધારે મજબુતી પકડે છે. તેથી ચોમાસામાં આનો ઉપયોગ વિશેષ થાય છે. કુવાનું પાણી ખેંચવામાં આ દોરડાં પાણીથી પલળતાં રહે છે તેથી વપરાય છે.

હડોલ અને વડાગામ તરફ સરખટનું મુંજ થાય છે.

ઝીંઝીં, ટીંબરૂક વગેરેનાં પાંદડાં બીડી વાળવાના કામમાં વપરાય છે. તેથી તે બહાર ગામ ખાતે મોકલવામાં આવે છે.

ખેરનું લાકડું કઠણ હોવાથી જલદી કોહી જતું નથી માટે ઇમારતી કામમાં ઘણું આવે છે. વળી ખેરના ઝાડમાંથી ખાવાનો તથા રંગવાનો કાથો બનાવવામાં આવે છે. એની ડાળી કાપી તેની છાલ ઉતારી નાખી તેના નાના નાના કડકા કરવામાં આવે છે અને તેને હાંલ્લામાં નાંખી પાણીમાં ઉકાળવામાં આવે છે. જ્યારે ઉકાળીને તેનો જાડો ચીકણો રસ થઇ જાય છે. ત્યારે તેને ટોપલીમાં નાખી જમીનમાં ખાડા કર્યા હોય છે તેના પર મૂકી નિતારવામાં આવે છે. તેથી ટોપલીમાં કચરો રહે છે. અને રસ ખાડામાં નીતરે છે.

એ રસ સૂકાઈને તેના ગાંગડા બંધાય છે તેને **કાથો** કહે છે. ખેરમાંથી **ખેરસાલ** નામનો ધોળો ભૂકો પણ નીકળે છે. જે ઉધરસની દવામાં વપરાય છે.

હરદરવાનું લાકડું પોચું અને પીળાશ પડતું હોય છે અને તે ઇમારતી કામમાં આવે છે. બાવળ, ધાવડ વગેરેનું લાકડું બાળવાના કામમાં આવે છે. બાવળનું લાકડું ગાડાનાં પૈડાં, હળ, રાપડી વગેરે ખેતીનાં ઓજારો બનાવવાના કામમાં વપરાય છે.

**બેહેડાંનાં** પુષ્કળ ઝાડ મેવાડની સરહદની લગોલગ જોવામાં આવે છે. તેમજ **હરડાંનાં** ઝાડ પણ પુષ્કળ થાય છે. તેનાં ફળો હરડાં અને બેહેડાં રંગવાના કામમાં વપરાય છે.

**આમળીનાં** ઝાડ પણ કેટલેક સ્થળે છે. તેનાં ફળ આમળાં છે તેનું તેલ નીકળે છે, અથાણું અને મુરબ્બો બને છે વળી તે દવાના કામમાં પણ આવે છે.

**રાયણનાં** ઝાડ ઘણી લાંબી મુદ્દતે ફળતાં હોવા છતાં પણ તે ઘણાં ઉછેરવામાં આવેલાં છે. છપનીઆ દુકાળમાં ઘણાં ઝાડો કપાઈ ગયાં અને મરી ગયાં તેથી આવાં ફળાઉ અને ઉપયોગી ઘણાં ઝાડોનો નાશ થયો છે ને થતો જાય છે. રાયણનાં ઝાડ પ્રાંતિજ તાલુકો, ગાયકવાડી દહેગામ પરગણું, બાવીશી, અને તેને લગતા એજન્સિના સેળભેળ થયેલા મુલકમાં પુષ્કળ આવેલાં છે. કટોસણ જિલ્લા સિવાય બાકીના મુલકમાં પણ કેટલેક સ્થળે જથાબંધ અને છુટાં છવાયાં છે. રાયણનાં ફળ પાકાં તથા સુકાયેલાં ખાવામાં વપરાય છે. સુકાયેલાં રાયણ જથાબંધ વેચાય છે તેનો ગરીબ વર્ગ ઉપવાસ પ્રસંગે ફળાહાર તરીકે ઉપયોગ કરે છે. સારાં રાયણ ( કોકડી )

દહેગામ પરગણાની આજુબાજુના મુલકનાં એટલે દહેગામ અને બાવીશીનાં વખણાય છે.

આ એજન્સિનો કટોસણ જિલ્લો ઝાડપાન વાળો પ્રદેશ જણાતો નથી કેમકે ત્યાંની જમીન ખારાશ વાળી છે. તેથી પણ ત્યાં ફળાઉ ઝાડો ઉછરી શકતાં નથી. પણ પીંપળ, આમલી, લીમડા, વરખડા, જાંબુડાં, વગેરે ઝાડો કોઇકિ કોઇકિ સ્થળે આછાં આછાં જોવામાં આવે છે. કેમકે તેવાં ઝાડોને આ જિલ્લાની જમીન માફક આવે છે. કટોસણ સિવાયનો ઘણોખરો પ્રદેશ ઝાડપાન વાળો રમણીય અને સુંદર છે.

ઇડર. મોડાસા, વગેરે ઠેકાણે ખરાદી લોકો લાકડાની કારીગરીની ચીજો જેવી કેઃ-પલંગના રંગીત પાયા, પારણાં, ઘોડીઆં, હીંચકાખાટ, રંગીત સોગઠાં, સાંબેલાં, રમકડાં, હાથમાં ઝાલવાની રંગબેરંગી લાકડીઓ, વગેરે ઘણાં સુંદર અને નકશીદાર બનાવે છે ને તે બહાર ગામ જાય છે.

દધાળીઆના ડુંગરોમાં તથા બીજા ડુંગરાઉ પ્રદેશમાં કડાની શીંગો થાય છે તેમાંથી ઇંદ્રજવ નીકળે છે ને તે દવાના ઉપયોગમાં આવે છે. કડાનાં ફૂલનું શાક થાય છે.

કહલી જાતનાં ઘાસનાં મૂળીઆંને **ધોળીમુશળી** કહે છે. તે દાંતા, ઇડર સ્ટેટ અને દધાળીઆ, વગેરે ઠેકાણે થાય છે. અને તેનો ઉપયોગ વસાણામાં દવા તરીકે થાય છે. અને તેનાં પાદડાંની ભાજી થાય છે.

આ ઉપરાંત બહુફળી, ગરમાળાની શીંગો, ઇંદ્રજવ, સોનામુખી ( મીંઢીઆવળ ) એખરો, આંબળાં વગેરે કરિયાણું આ એ-

જન્સિના ડુંગરાઉ મુલકમાં નીપજે છે. અને તેનો દવામાં ઉપયોગ થાય છે.

**જંગલ—( ઘાસનાં બીડ):**—ડુંગરાળ જમીનમાં ખેડાણુ કમી થઇ શકે છે તેથી સપાટ પ્રદેશ કરતાં પડતર જમીન વિશેષ રહે છે. પડતર જમીનને લીધે ઘાસ ઘણું ઉગતું હોવાથી ઢોર ઉછેરવાનું ઘણું સહેલું પડે છે. આવા ઘાસના જંગલવાળા ભાગને **બીડ** કહે છે. ત્યાં ખરસલી, જીંજવો વગેરે ઘાસ થાય છે તે સુકાવાથી કપાવી તેનાં પુળીઆં બાંધી ઘોડાઓ માટે સંઘરી મુકે છે કે વેચી દે છે. આવાં બીડ આ એજન્સિમાં સાબરકાંઠા જિલ્લામાં, લગોલગના ઇડર સંસ્થાનના મુલકમાં, પોળો, દાંતા-સંસ્થાન, માલપુર, આંબલીઆરા, અને મોહનપુર તાલુકાની હદમાં આવેલાં છે. તેની સંભાળ રાખવામાં આવે છે.

**જંગલની બીજી પેદાશ:**—આ એજન્સિના ડુંગરાઉ પ્રદેશ-માં પુષ્કળ નાનાં મોટાં જંગલો હોવાથી **મધ, મીણ અને લાખની** પેંદાશ ઠીક છે.

**મધ** બે પ્રકારનું મળી આવે છે. ભમરાએ બનાવેલું તે **ભમ-રીચું** અને મધમાખીઓએ બનાવેલું તે **માખીચું**, આ બંને જાતનું પુષ્કળ મધ મળી શકે છે. તેનો ઉપયોગ દવામાં અને શિયાળાની ઋતુમાં વસાણા તરીકે કરવામાં આવે છે. મધની પેંદાશ ગઢવાડા, દાંતા, ઇડર સંસ્થાન, પોળો, હાપા વગેરે ઠેકાણે સારી થાય છે.

બહુ નાની નાની માખીઓએ ઝાડના પોલાણુમાં બનાવેલું મધ કે જેને કુટીચું ( કુતીયું ) મધ કહે છે તે પણ બહુ જુજ પ્રમાણુમાં

મળી આવે છે. તે દવાના કામમાં ઘણું ઉપયોગી છે.

મધપુડામાંથી **મીણ**, અને પીંપળા વગેરે ઝાડો ઉપરથી **લાખ** મળી આવ છે.

બાવળ, ખેર, ખાખર વગેરે ઝાડોના ગુંદર ઝરે છે તે એકઠા કરી કરિયાણા તરીકે ઉપયોગમાં લેવાય છે. ને તેથી બહાર ગામ મોકલવામાં આવે છે.

ઘણાંક ઝાડ, છોડવા, વેલા, ઘાસનાં બીયાં, મૂળિયાં, છાલ, અને પાંદડાં, દવાના કામમાં આવે છે. તેથી ગાંધી લોકો જથાબંધ રાખે છે અને વેચે છે.

ઈડર, દાંતા, ગઢવાડા, મેવાડની સરહદ તરફનો મુલક, માલપુર, મોડાસા અને ડુંગરપુરની સરહદનો મુલક, ડુંગરાઉ હોવાથી ત્યાંની જંગલની પેદાશમાં ઈમારતી લાકડું, વાંસ, કાથો, ગુંદર, પાંદડાં, મધ મીણ, લાખ, વગેરે છે.

સઘળી જંગલની પેદાશ ઈડર, અમનગર–હીંમતનગર, મોડાસા અને ખેરાલુ મારફતે અમદાવાદ તરફ જાય છે અને ત્યાંથી ગુજરાતમાં પ્રસરે છે.

---

૩. **ખેતીની પેદાશ**:—જમીન, આબોહવા અને લોકોની સગવડ ઉપર પાકનો આધાર રહેલો છે, જુદી જુદી જગાએ જુદા જુદા પાક વધતા ઓછા પ્રમાણમાં જેવા પ્રકારની જમીન તે પ્રમાણે થાય છે.

**૧. જમીન** * આ એજન્સિમાં મુખ્યત્વે કરીને બેસર, ગોરાટ,

---

* મહીકાંઠામાં બે જાતની ભોંય છે, એક ગોરાટ તથા રેતાળ અને બીજી કાળી; (જુઓ ગુજરાત સર્વ સંગ્રહ પૃષ્ટ. ૧૮.)

અને લાલ એ જાતની જમીન જોવામાં આવે છે. કેટલેક સ્થળે કાળી અને ભાઠાની જમીન પણ જુજ પ્રમાણમાં જોવામાં આવે છે.

જમીનના મુખ્યત્વે કરીને **કાળી, ગોરાટ, લાલ અને ભાઠાની** એવા ચાર પ્રકાર છે. કાળી અને ગોરાટ એ બે જાતની જમીન મિશ્ર થયેલી હોય તેવી જાતની જમીનને **બેસર** કહે છે, તેમાં કાળી અને ગોરાટ બન્નેના થોડા થોડા ગુણ સમાએલા હોય છે.

**કાળી જમીન** કપાસ, ઘઉં અને જુવારના પાકને વધારે અનુકુળ હોવાથી તેમાં તે પાક વધારે અને સારો થાય છે. કેમકે કાળી જમીનમાં પાણી લાંબો વખત સુધી મચેલું રહે છે. જો જમીનમાં વધારે પાણી મચલું હોય છે તો તેમાં ડાંગર અને કપાસ જોડે રોપવામાં આવે છે, ડાંગર વધારાનું પાણી ચૂસી લે છે જેથી કપાસના પાકને નુકસાન થતું નથી. જમીન સખ્ત હોવાથી છોડ ટટાર ઉભા રહે છે. કાળી જમીન ચીકણી હોવાથી ખેડવી મુસ્કેલ પડે છે. ને વળાપ ઝટ આવતો નથી ( ઠરી જતી નથી ) તેમાં ખાડા અને ચીરા બહુ પડેલા હોય છે. કાળી જમીનવાળા પ્રદેશમાં ઝાડોની સંખ્યા ઘણીજ ઓછી હોય છે, કેમકે કાળી જમીન નીચે ખારવાલી જમીન અથવા પત્થરની જમીન હોય છે તે મૂળીઆંને બાળી નાંખે છે અથવા વધવા દેતી નથી. કાળી જમીનના ફાયદા ગોરાટ જમીનમાં નથી અને કાળી જમીનમાં જે જે મુસ્કેલીઓ નડે છે તે ગોરાટ જમીનમાં નડતી નથી.

**ગોરાટ જમીન** બાજરી, ડાંગર, કઠોળ, વગેરે પાકને વધારે અનુકુલ હોવાથી આ પાક આ પ્રદેશમાં વધારે ને સારો થાય છે. ગોરાટ જમીન કાળી જેટલી કઠણ હોતી નથી. પણ પોચી હોય છે.

માટે ઝાડનાં મૂળ સહેલાઈથી ઊંડાં જઈ શકે છે. આ કારણથી કાળી જમીન કરતાં ગોરાટ જમીનમાં ઝાડ મોટાં અને ઘટાદાર થઈ શકે છે. ગોરાટ જમીન પોચી હોવાથી એમાં સૂરણ, બટાટા, કંદ વગેરે મોટાં કદનાં થાય છે પણ તે ફીકાં થાય છે. કેમકે કાળી જમીનમાં માટી વધારે હોવાથી તેમાંથી જેટલું પોષણ મળી શકે છે તેટલું ગોરાટ-માંથી મળી શકતું નથી. ગોરાટ ભેજ વધારે સંઘરી શકે છે તેથી પાણી વધારે જથામાં મળી શકે છે. અને તેથી પાક વધારે ઉતરે છે. આથી કરીને કુદરતી રીતેજ આવા મુલકમાં માણસની વસ્તી વધારે હોય છે અને અહીંનાં ગામો મોટાં હોય છે. અને તેથી વધારે વેપાર અને વસ્તીના લીધે રેલ્વે, તાર, સડકો, પોષ્ટઓફિસોનો ખપ વધારે પડે છે.

**ગોરાટજમીન** ભેજ સંઘરી રાખતી હોવાથી ચોમાસુ અથવા ખરિફ પાક લીધા પછી શિયાળુ અથવા રવી અને ત્યાર પછી ઉનાળુ કે **હરી પાક** થઇ શકે છે. કુવાનું પાણી પાવાથી, ખાતર પૂરવાથી, ગોરાટ જમીનમાં ત્રણ પાક ઉતરી શકે છે. અને તેમાં બધી જાતનું અનાજ, કઠોળ અને કપાસ નીપજે છે.

**ગોરાટ અને લાલાશ** પડતા રંગની ડુંગરાળ જમીન આ એજન્સિમાં ઘણી આવેલી છે. ઘણી જમીન લાલાશ પડતી જમીનને મળતી છે; ને તેથી તેમાં દરેક પ્રકારનું અનાજ, કઠોળ, કપાસ થાય છે. રેતાળ જમીનમાં બાજરી, મઠ, વગેરે અનાજ વિશેષ પ્રમાણમાં થાય છે, ગોરાટ અને લાલાશ પડતી જમીન સહેલાઈથી ખેડી શકાય છે આવી જમીનમાં કુવાનાં પાણી અને ખાતરની મદદથી ત્રણ પાક લઈ શકાય છે.

**ભાઠાની જમીનઃ**—સાબરમતી, વાત્રક વગેરે નદીઓના કાંઠાની જમીનને ભાઠાની જમીન કહે છે. ચોમાસામાં પાણીના વેગથી દુરથી માટી તણાઇ આવી કિનારે કાંપ ઠરે છે. ( ચગું મુકે છે ) આવી જમીનમાં વર્ષો વર્ષ સારો પાક થાય છે તેમાં વિશેષ કરીને તમાકુ, જુવાર, અને શેરડી પાકે છે.

૨. **પેદાશઃ**—ખેતીનો મુખ્ય આધાર જમીન, હવા વરસાદ અને ખેડૂત ઉપર છે.

આ એજન્સિમાં વરસાદ પુરતો થાય છે. ડુંગરી મુલકમાં ભીલ કોળી વગેરે હલકી વસ્તી છે ત્યાં ખેતી નામનીજ થાય છે. કણબી અને બીજી હોંશિયાર જાત ખુલ્લા ભાગોમાં વસે છે ત્યાં ગુજરાતના જેવી ખેતી થાય છે. આ એજન્સિની આશરે પોણા ભાગની જમીન ખેડાણ થાય છે. બાકીની પડતર રહે છે.

કુવા, નદી, ઝરણ, વગેરે પાણીનાં ઘણાં સાધનો જે જે સ્થળે આવેલાં હોય છે. ને જે સ્થળે પાણી ઉતળાં ( ઉંચાં ) છે. ત્યાં કુવા ખોદવાનું ખર્ચ કમી થાય છે, તેથી પણ ખેતીના કામમાં સરળતા છે. કટોસણ, વાત્રકકાંઠા અને બીજે સ્થળે પાણી ઉતળાં હોવાથી વરસમાં બે કે ત્રણ પાક ઉતરે છે.

આ એજન્સિની કેટલીક જમીન પહાડી અને ખડબચડી છે. પરંતુ પત્થરોમાંથી વહેતાં ઝરણોને લીધે કેટલીક જમીન ટાઢી અને રસાળ છે. તેમાં બાજરી, જુવાર, મકાઈ, બાવટો, બંટી, કોદરા, સાંમલી, ચણા, કુરી, ઘઉં, જવ, કાંગ, ડાંગર, વરી, વગેરે ધાન્ય; તુવર, મગ, અડદ, વાલ, ચોળા, મઠ, વગેરે કઠોળ; ગવાર; સરસવ,

તલ, એરંડા, વગેરે તેલીબીઆં, પાકે છે. કેટલેક સ્થળે કપાસ અને થોડો તમાકુનો પણ પાક ઉતરે છે.

આદુ, મરચાં, હળદ, (હળદર) લસણ, રાઈ, મેથી, ધાણા, જીરૂં અને વરીઆળી વગેરે બાગાયત મોલ પણ આ એજન્સિમાં કેટલેક સ્થળે થાય છે. હળધ, મેથી, જીરૂં, ઈડર સંસ્થાનમાં વિશેષ થાય છે. પહેલાં અમનગરની આજુબાજુ ઉંચી જાતની હળદર ઘણી થતી હતી તેથી **અમનગરી** હળધના નામથી હાલમાં પણ વખણાય છે. આ હળદ દક્ષિણમાં રાજાપુર વગેરે સ્થળેથી આવતી હળદ કરતાં મોંઘી વેચાય છે. તેવીજ રીતે વીસનગર તરફ થતી હળધને **વીસનગરી** હળધ કહે છે. હાલમાં હળધની પેદાશ બહુ થતી નથી. કે જેથી બહાર ગામ જઇ શકે. ગુજરાતમાં ઘણી હળધ હવે દક્ષિણમાંથી આવે છે અને ઘણા ભાગે તેજ વપરાય છે.

રંગમય પદાર્થોમાં કસુંબી, ગળી, સોરંગી, હરડાં, બેઢાં, કેસુડાં, અને ધાવળીનાં ફુલ પુષ્કળ થાય છે. અને તે રંગવાના કામમાં વપરાય છે.

રેષામય પદાર્થોમાં કપાસ આખી એજન્સિમાં ઓછો વધતો સઘળે સ્થળે થાય છે. સાબરકાંઠા અને કટોસણ જિલ્લામાં કપાસનો પાક વિશેષ થાય છે. આ ઉપરાંત ખપ જોગ શણ, ભીંડી પણ થાય છે.

તેલી બીઆંમાં તલ, દીવેલી, (એરંડી), બધે ઠેકાણે અને સરસવ, સાબરકાંઠા, ઈડર, ગઢવાડા, કટોસણ અને મોડાસા તરફ થાય છે.

બગીચા અને વાડીની પેદાશમાં શેરડી, રતાળુ, શકરીઆં, જાત

જાતનાં શાક ભાજી અને ફળ ફુલ ઓછાં વધતાં બધે થાય છે.

નદીની પેદાશમાં બટાટા, સક્કરટેટી, તરબૂચ, અને ડાંગર થાય છે. સાબરમતીની સક્કરટેટી આખા ગુજરાતમાં વખણાય છે. વાત્રક નદીના કાંઠે પણ સક્કરટેટી, તડબૂચ, કોળાં વગેરે થાય છે. નદીના પાત્રમાં કેટલેક સ્થળે દીવેલી (એરંડા) પણ ઉગાડવામાં આવે છે.

ઈડર, પોળો, દાંતા, અને ડુંગરપુરની સરહદ તરફના મુલકમાં ધોળીમુશળી, બોડા ગોખરૂ, વગેરે કરીઆણાની ચીજો પણ ઘણી નીપજે છે.

---

**હુન્નર ઉદ્યોગ અને વસ્તુઓ:**—આ એજન્સિમાં મુખ્ય ઉદ્યોગ ખેતી છે અને તેના ઉપર ઘણા જણનો નિર્વાહ છે. તે સિવાય બીજા ઊદ્યોગો પણ ખપ પુરતા છે.

**વસ્તુઓ:**—સુતરાઉ જાડું કાપડ ઘણું વણાય છે અને તે ખપ પૂરતું બનતું હોવાથી જ્યાં જ્યાં વણાય છે ત્યાં ત્યાં ખપી જાય છે. જાડા કે ગામઠી કાપડની વપરાશ ખેડૂત અને મજૂરીઆ લોકમાં વિશેષ છે. ગામઠી દેશી કાપડ વણકર, સાળવી વગેરે લોક પોતાના ઘર આગળ વણે છે. મુખ્યત્વે કરીને દોટી-ખાદી, ચોતારો, ધોતીઆં, પિછોડી, ચોફાળ, હાથ રૂમાલ વગેરે વણાય છે. ચોતારી દોટી-ખાદી અને પિછોડીઓ બાવીશી જિલ્લામાં ઘણી સારી વણાય છે ને તે ટકવામાં ઘણી મજબુત છે. ડભોડા અને લીહોડામાં (બાવીશીમાં) આવું ગામઠી કાપડ ઘણું સારૂં થાય છે. જાડું સુતરાઉ કાપડ વણવાનો ધંધો દરેક મોટાં ગામમાં ચાલે છે અને તે આજુબાજુનાં ગામોમાં ખપી જાય છે.

પેથાપુર અને વાસણામાં સ્ત્રીઓના ભરના સાલ્લા, ઘાઘરાવટ અને બીજું કાપડ, સેલાં, ગોદડાં કરવાની ખોળ, ચંદની (બાંધવાની), છાપેલી જાજમ, વગેરે બહુ સારાં અને રંગદાર બને છે અને તે વખણાય છે. પેથાપુર અને વાસણામાં બાંધણી સાલ્લા થાય છે. તે **પેથાપુરની બાંધણીના** નામે વખણાય છે. આ બાંધણીની કારીગરી હસ્ત ઉદ્યોગનો ઊંચા પ્રકારનો નમુનો છે. અહીંઆં બનતું દેશી કાપડ વાસણામાં આશરે ૧૫ હજાર રૂપિયાનું અને પેથાપુરમાં આશરે ૫૫ હજાર રૂપિયાનું દરવર્ષે તૈયાર થાય છે. તે પૈકી કેટલુંક **શિયામ** અને **ચીન** દેશ ખાતે ચઢે છે.

પેથાપુરમાં લોખંડનાં તાળાં, ચપ્પુ, છરા, છરી, ભાલા એ સારાં બને છે. લોખંડનાં તાળાં સિવાય ચપ્પુ, છરા, છરી, ભાલા વગેરે વાત્રકકાંઠામાં નિર્માલી, અને રહેવર જિલ્લામાં દધાળીઆમાં પણ સારાં બને છે. પેથાપુરમાં જામગરી વાળી બંદુકો થતી હતી અને તે વખણાતી હતી પણ તે બનાવવાનું હાલમાં સરકારે બંધ કરેલું છે.

અહમદનગર તાલુકાના શવગઢ ( પાણુપર ), પરબડા, ઇલોલ, અને તેની આસપાસમાં ઉંચી જાતના પત્થરની ખાણો છે. તે દેવળો અને મોટી ઇમારતો બાંધવાના કામમાં વપરાય છે. તે કઠણ હોવાથી તેના પર કોતર કામ સારૂં થાય છે. અહીંની ખાણોમાંથી પત્થરો ગુજરાતમાં જાય છે; પત્થરના ખલ, પ્યાલા, વગેરે બહુ સારાં બને છે.

શામળાજી પાસે ભેટાલીમાં ભેટાળીઓ નામનો ચૂનો થાય છે તે સાગોળ કરવાના કામમાં આવે છે તે કાચ જેવો ચળકાટ

મારે છે. આ ઉપરાંત સડકપર પાથરવાનો મેટલ, રાતો પત્થર, ઘંટી લાયક અડદીઓ પત્થર, સ્ફટિક જેવો ધોળો પત્થર, ચકમક જેવો પત્થર, વગેરે પુષ્કળ નીકળે છે.

દાંતા સંસ્થાનમાં આરસ પહાણ નીકળે છે અને પોલાદ, ત્રાંબુ, વગેરે કાચી ધાતુઓ હોવાનો સંભવ છે.

મોહનપુર તાલુકાના અડપોદ્રા ગામે અબરખની ખાણો છે. તેમજ દાંતા અને ઇડર સંસ્થાનમાંથી પણ કેટલેક સ્થળે અબરખ નીકળે છે.

આંબલીઆરામાંથી હલકી જાતના અકીકના પત્થરો મળે છે અને તે દેશાવર જાય છે.

સાબરકાંઠા જિલ્લામાં સાબરમતી નદીને કાંઠે અને કાંઠા નજીક ધોળી માટી, ( ખડી ) લાલ માટી, ( રમજી ) અને પીળી માટીની જથાબંધ ખાણો આવેલી છે. તે ચીકણી હોવાથી રંગવાના અને ખડી ધોળવાના અને કપડામાંઆર દેવાના કામમાં વપરાય છે.

આ એજન્સિમાં કટોસણ જિલ્લામાં મરતોલી, અને ઇડર સંસ્થાનમાં મીઠું પાકે તેમ છે. પણ સરકારે મીઠું પકવવાની મના કરેલી હોવાથી પકવવામાં આવતું નથી.

અમનગર, બાયડ અને વાવડી આસપાસ ઉસ જથાબંધ મળી આવે છે તેથી તેને સુધારી કપડાં ધોવાનો સાબુ અમનગર, પ્રાંતિજ અને કપડવણજમાં જથાબંધ બનાવવામાં આવે છે ને તે વખણાય છે. આ ઉપરાંત ખારો પણ મળી આવે છે.

વાવડી ગામે દેશીલીલારંગના કાચની બંગડીઓ બને છે અને તે બહાર ગામ ખાતે જાય છે.

માટીનાં વાસણો ઝોટાણા અને વાસણામાં સારાં, ટકાઉ અને મજબુત થાય છે ઝોટાણાની પાણી ભરવાની ગોળી, ઘી ભરવાની વાઢી વગરે વખણાય છે. આ ઉપરાંત માટીનાં વાસણો, ઇંટ, ચૂનો, નળીઆં વગેરે બધે ઠેકાણે કુંભારો બનાવે છે ને તે ખપ પુરતાંજ બને છે. તેથી જ્યાં બને છે ત્યાંજ ખપી જાય છે

સાગનાં લાકડાં, વાંસ, કાટ અને બીજાં લાકડું થાય છે અને તે પણ બહાર ગામ જાય છે.

ઇડર, મોડાસા અને તે તરફનાં ગામોમાં લાકડા ઉપરની કારીગરીનું કામ એટલે પલંગના રંગીત પાયા, હીંચોળાખાટ, લાકડી, સોગઠાં, રમકડાં, પારણાં, વગેરે ખરાદીઓ બનાવે છે લાકડા ઉપર નકશી કોતરણી કરી રંગ ચડાવી ઓપવાનું કામ કેટલેક સ્થળે ઉત્તમ પ્રકારનું થાય છે. ઇડરનું આવું કામ ઘણું વખણાય છે.

તેલીબીયાં પીલવાનું કામ ઘણાં ગામે થાય છે.

ખેડુતો ખેતી કરવામાં, વાણિયા વેપાર કરવામાં, બ્રાહ્મણો યજમાનવૃત્તિ, લુહાર, સુતાર, હજામ વગેરે દરેક વર્ણ પોતપોતાના ધંધા કરવામાં રોકાએલા છે.

**આયાત નિકાશઃ**—મહીકાંઠામાં વાગડથી રૂ, સોરંગી, હળધ, મધ, જીરૂં, અને ગોળ આવે છે. ડુંગરપુરની સરહદમાં થઇ પરતાપગઢથી પ્રથમ સ્ત્રીઓને પહેરવાના બરનું કાપડ પોઠી ઉપર આવતું હતું. પરંતુ હાલમાં રેલ્વે થવાથી રેલ્વે રસ્તેથી આવે છે.

અમદાવાદી સુતરાઉ, રેશમી અને કસબી કાપડ, મીઠું, કાગળ, વિલાયતી સુતરાઉ, રેશમી અને ઊનનું કાપડ, કાચકામ, લોખંડ-

કામ, ગોળ, ખાંડ, ધાતુઓ, ઇમારતી કાટ, નાળીએર, અનાજ, સૂકો મેવો, સુતર, ઉન, કરીઆણું, હાથીદાંત, કેશર, ખજુર અને ધાતુનાં વાસણ વગેરે માલ પરદેશથી આવે છે.

ઘી, તેલ, દીવેલ, મહુડાં, ચામડાં, તમાકુ, ઉન ગળી, સાબુ, ઇમારતી કાટ, પત્થર, અબરખ, કરીઆણાની વસ્તુઓ, અનાજ, મધ, જીરૂં, મેથી, ઘાસ, વગેરે ચીજો બીજે સ્થળે અહીંથી નિકાસ થાય છે.

**જાનવરો:**—ખેતીના ઉપયોગમાં મુખ્યત્વે બળદ વપરાય છે. બળદ સિવાય ગ્રામ્યપશુઓમાં ગાયો, ભેંસો, ઘોડાં, બકરાં, મેંઢાં, ઊંટ અને ગધેડાં છે.

ડુંગરી મુલકમાં જાનવરો ઘણાં મજબુત જાડાં અને ઉંચાં થતાં નથી. ખેડૂત વાછડા અને ભેંસો પાળી ઉછેરે છે. રબારી લોકો ગાયો, બકરાં, મેંઢાં અને ઉંટ પાળે છે ને ઉછેરે છે. રાવળ લોકો ગધેડાં રાખી ઉછેરે છે.

બળદ ખેતીના કામમાં તેમજ માલ લઇ જવા લાવવાના અને મુસાફરીના ઉપયોગમાં લેવામાં આવે છે. ભેંસો, ગાયો, મેંઢાં, બકરાં, એ દૂધ, દહીં, ઘી અને માખણ મેળવવામાટે પાળવામાં તથા ઉછેરવામાં આવે છે. બળદ, ભેંસ, ગધેડાં સિવાયનાં ઢોર ભરવાડ અને રબારી લોકો જથાબંધ પાળે છે ને તે ચરાવવા માટે જંગલોમાં ફરતા રહે છે. મેંઢાં અને બકરાંના વાળ વરસમાં બે વાર કાતરી લેવામાં આવે છે. તે પૈકી મેંઢાંનું ઊન વેચે છે. તેમજ તેના કામળા, ગધેડા, ઉપર લાદવાની ગુણો કે બોરીઓ વગેરે બનાવે છે.

પાડાને ખેતીના ઉપયોગમાં લેવામાં નહિ આવતા હોવાથી તેમની સંખ્યાના વધારા તરફ લક્ષ આપવામાં આવતું નથી.

ઊંટ અને ગધેડાં ભાર લાધવાના કામમાં તેમજ માલ એક સ્થળેથી બીજે સ્થળે લાવ લઈ જાવ કરવાના ખપમાં આવે છે. ઊંટ મુસાફરી કરવાના ઉપયોગમાં પણ વપરાય છે.

આ એજન્સિમાં જાણવા લાયક ઉંચી ઓલાદનાં પશુઓ ઉછેરવામાં આવતાં નથી. શામળાજીના મેળામાં જુદા જુદા સ્થળેથી ડુંગરી બળદો આવે છે તે કદે નાના હોય છે. પણ મજબુત અને ભાર ખેંચવામાં જોરાવર હોય છે. તે અમદાવાદ જિલ્લાના બળદો કરતાં નાના અને ઓછી કીંમતના હોય છે. પરંતુ તે સારા અને મજબુત ગણાય છે; કાંકરેજના બળદો કરતાં અહીંના બળદો નાના અને ઓછા ભરાવના છે. પાલણપુર એજન્સિમાં કાંકરેજ, વાવ, અને થરાદ તાલુકાના બળદ સારા બાંધાના, વધારે ઊંચા, જબરા, રંગે ધોળા ને દેખાવડા છે અને આખા ગુજરાતમાં તે શ્રીમંતના તબેલામાં જોવામાં આવે છે.

**જંગલી જાનવરો**:--આ એજન્સિનો મુલક વગડાઉ અને ડુંગરાઉ હોવાથી ડુંગરી પ્રદેશમાં વાઘ, ચિત્તા, દીપડા, રીંછ, તરસ, સુવર, (જંગલીડુક્કર) શિઆળ, શાહુડી, સાબર, ચીતલ, કાળિયાર, છિંકાર, નીલગાય, પાણીની બિલાડી, જંગલી બિલાડી, સસલાં વગેરે જાનવરો ડુંગરો અને જંગલોમાં પુષ્કળ માલમ પડે છે. જેમ જેમ જંગલો કપાતાં જાય છે અને વસ્તી થતી જાય છે

તેમ તેમ હિંસક પ્રાણીનો નાશ થતો જાય છે. અનેક જાતનાં હરણ બધે છે. નાના જાનવરોમાં સસલાં અને જંગલી બિલાડા છે. કેટલાંક જાનવરો મરી ગયા પછી તેમનાં ચામડાં, હાડકાં, શીંગડાં, પીંછાં, રૂંવાટાં. વગેરે માણસના ઉપયોગમાં આવે છે.

સાપ સઘળી જાતના ઝેરી અને ઝેર વિનાના બહુ જોવામાં આવે છે.

પક્ષીઓ:—આ એજન્સિમાં અનેક તરહેનાં પક્ષીઓ થાય છે. તેમાં ચકલી, મોર, કાગડા, સમડી, પોપટ, કબુતર, હોલો, વગેરે સામાન્ય પક્ષીઓ ઊપરાંત ( ઈડર ) શામળાજી, કોટેશ્વર, ( દાંતા ) વગેરે સ્થળોના ડુંગરોમાં, જ્યાં મનુષ્ય જાતિનો પગરવટ ઓછો જોવામાં આવે છે. ત્યાં રંગ બેરંગી પીંછાંવાળાં, કદી નહિ જોવામાં આવતાં અથવા પ્રદર્શનોમાંજ દેખાતાં પક્ષીઓ નજરે પડે છે.

અનેક જાતની માછલીઓ અને મગર, નદીઓ અને તળાવોમાં જોવામાં આવે છે. વાત્રક નદીમાં મગરની જાત વિશેષ જોવામાં આવે છે. અને તે ઊંડા ધરામાં રહે છે.



# પ્રકરણ ૩ જું.

**વસ્તી:**—આ એજન્સિના કેટલાંક સંસ્થાન અને તાલુકા ગુજરાતના ઊત્તર અને ઈશાન તરફના ખુણે આવેલાં છે. જેમ જેમ આર્ય લોકો સપાટ જમીનમાં આવીને જંગલો કાપી ઘાસ બાળી ખેતરો બનાવી ગામ વસાવતા ગયા. તેમ તેમ પ્રથમ ત્યાં રહેતી અનાર્ય જાતિ ત્યાંથી ખસી ઊત્તર અને ઈશાન ખુણા તરફ ડુંગરી ભાગોમાં ભરાતી ગઈ, એ ભાગો નાના નાના ડુંગરો, ઝાડી અને જંગલોથી ઘીચ હોવાથી અને વ્યાપારી રસ્તાઓથી છેટે આવેલા હોવાથી અહીં આ ડુંગરી ભીલ-ગરાસીઆ લોકો અર્ધ જંગલી સ્થિતિમાં સુખે રહી શકયા છે. તેથીજ વસ્તીનો કેટલોક ભાગ હજુ અજ્ઞાન અને વહેમી છે. આ એજન્સિના પાલ, પોસીના વગેરે, કેટલાક ભાગની હવા ઘણી નઠારી છે. તેથી ત્યાં ઘીચ વસ્તી થતી નથી. સને ૧૮૭૨ માં પહેલ વહેલી વસ્તી ગણુતરી થઇ ત્યારે ૪,૪૭,૦૫૬ માણસની વસ્તી હતી. સને ૧૮૮૧ ની ગણુતરી વખતે ૫, ૧૭, ૪૮૫ અને સને ૧૮૯૧ માં ૫, ૮૧, ૫૬૮ માણસની વસ્તી માલમ પડી હતી. છપનીઆ દુકાળમાં ઘણાં માણસો ભૂખમરાથી. મરણ પામ્યાંજેથી સને ૧૯૦૧ માં વસ્તી ઘટીને ૩,૬૧,૪૫૫ માણસની થઇ એટલે ૨, ૨૦, ૧૦૦ માણસની વસ્તી ઘટી એટલે સેંકડે ૩૮ ટકા જેટલી વસ્તી ઘટી ગઇ છે. ત્યાર પછી આ એજન્સિના કેટલાક તાલુકાઓમાં પ્લેગની અસર થવા છતાં પણ એકંદર જોતાં સને ૧૯૧૧ ની સાલમાં વધીને ૪, ૧૨, ૬૩૧ માણસની થઈ છે તે ૧૮૭૨ અને ૧૮૮૧ ની વસ્તીની ગણુતરી કરતાંપણ કમીજ છે. અમદાવાદ જિલ્લાની વસ્તી કરતાં આ એજન્સિની હાલની વસ્તી અડધી છે મહીકાંઠા એજન્સિનું ક્ષેત્રફળ વસ્તી ગણુતરી મુજબ

૩૧૨૪ મૈલ છે અને અમદાવાદ જિલ્લાનું ક્ષેત્રફળ ૩૮૨૪ મૈલ છે એટલે એકંદર જોતાં નજીકના અમદાવાદ જિલ્લા કરતાં આ એજન્સિમાં વસ્તીનું પ્રમાણ આછું છે.

**વસ્તી ઘટવાનાં કારણોઃ**—આ એજન્સિમાં મીલો નહિ હોવાથી, ખેતી સિવાય બીજા મહત્વના ઉદ્યોગ, ધંધા નહિ હોવાથી, લોક અભણ અજ્ઞાન અને ગરીબ સ્થિતિના હોવાથી રેલવે નહિ હોવાથી, સાહસિક અને ઉદ્યોગ હુન્નરની કેળવણી મેળવવાના અભાવે તેમજ પ્લેગ વગેરેની કુદરતી આફતોથી વગેરે કારણોને લીધે બીજે ધંધો મેળવવા માટે અમદાવાદ, મુંબાઈ અને નજીકનાં શહેરોમાં ખસતા જાય છે તેથી પણ વસ્તીમાં ઘટાડો થતો જાય છે.

**લોકની જાતઃ**—* વસ્તીના ૯૨ ટકા હિંદુ છે. હિંદુમાં કોળી

---

* હિંદુની વસ્તી ૩૭૯૨૫૩ છે. તેમાં ૧૪૪૫૨૦ કોળી ભીલ (૧,૧૧,૧૩૫ કોળી, ૩૩,૩૮૫ ભીલ), ૬૯૧૦૭ કણબી, ૨૪૧૩૨ બ્રાહ્મણ, ૩૩૫૪૦ નીચવર્ણ (ઢેડ, ચમાર, ભંગી, ભાંભી વગેરે), ૧૬૪૭૮ રપૂજત, ૧૦૩૭૭ ભરવાડ, રબારી (૧૪૩૨ ભરવાડ, ૮૯૪૨ રબારી, ૩ આહીર), ૧૦૦૭૬ કુંભાર, ૮૭૮૯ વાણિયા, ૬૭૦૦ લવાર, ૬૨૦૦ સુતાર, ૬૧૦૦ રાવળીઆ, ૫૫૦૦ દરજી, ૫૪૦૦ હજામ, ૩૦૦૦ ભાટ, બારોટ, ૨૭૦૦ વાઘરી, ૨૪૦૦ સીંધવા, ૨૦૦૦ કલાલ, ૧૬૦૦ ભાવસાર, ૧૪૦૦ સોની, ૧૦૦૦, ઘાંચી, ૧૦૦૦ ભોઇ, ૮૦૦ માળી, અને બાકીની પરચુરણ જાતો છે.

કુલવસ્તીમાં ૩૭૯૨૫૩ હિંદુ, ૨ શીખ, ૯૫૯૫ જૈન, ૧૮૭૭૯ મુસલમાન, ૭૭૮ ક્રીશ્ચીયન, ૧૨ જરતોસ્તી, ૪૨૧૧ એનીમીસ્ટીક. પરચુરણ (ધર્મ એ શું તે નહિ સમજનારા એટલે ધર્મની બાબત માં અજ્ઞાન) છે.

અને ડુંગરી ભીલ લોકો છે. તેથી ઉતરતી કણબી, નીચવર્ણ (જેવા ઢેડ, ચમાર, ભંગી, ભાંભી વગેરે, ), બ્રાહ્મણ, રજપૂત, ભરવાડ અને રબારી, કુંભાર, વાણિયા, લવાર, સુતાર, રાવળીઆ, દરજી, હજામ વગેરે ઉતરતા પ્રમાણમાં છે.

બાકીની વસ્તીમાં સાડાચાર ટકા મુસલમાન, બે ટકા ઉપરાંત જૈન અને એક ટકા ઉપરાંત પરચુરણ છે. પરચુરણ વસ્તીમાં પાંચમા ભાગની ખ્રિસ્તી અને બાકીની પરચુરણ ધર્મમાનનારા લોકોની છે.

**વસ્તીની વહેંચણી**—બ્રાહ્મણ, વાણિયા, કણબી, અને રજ પૂતની વસ્તી મહીકાંઠાનાં મોટાં ગામોમાં વિશેષ જથામાં છે, નીચ વર્ણ ઢેડ, ભંગી, ભાંભીની વસ્તી દરેક ગામોમાં છે. મુસલમાનની વસ્તી અમનગર, વગેરે સ્થળે વિશેષ જથામાં છે. કોળી, ભીલની વસ્તી બાવીશી અને ડુંગરાળ પ્રદેશમાં વધારે જોવામાં આવે છે.

**વસ્તીનું પ્રમાણ**—મહીકાંઠામાં ઇડર, પાલ, પોળો, પોસીના, દાંતા, માલપુર વગેરે સંસ્થાનનો કેટલોક મુલક જંગલી અને પહાડી હોવાના સબબથી ત્યાંનાં હવાપાણી ઘણાં નબળાં રહે છે તેથી ત્યાં વસ્તી ઘણી ઓછી છે. પાસે આવેલા અમદાવાદ જિલ્લાના પ્રાંતિજ તાલુકામાં દર ચોરસ મૈલે ૧૯૬ માણસની વસ્તી છે. જયારે અહીં ૧૩૨ માણસની છે. ઇડર સંસ્થાનમાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ મૈલે ૧૨૨ માણસનું અને ઇડર સિવાયના બાજી સંસ્થાનો અને તાલુકાઓની વસ્તીનું પ્રમાણ ૧૪૪ માણસનું આવે છે.

**શહેરો અને ગામડાની સરાસરી વસ્તી:**—આ એજન્સિની વસ્તીમાંથી સાડા છ ટકાજ શહેરમાં રહે છે. બાકીની બધી વસ્તી

ગામડાંમાં વસે છે. શહેરની વસ્તી સરાસરી ૪૭૪૦ માણુસની છે. જ્યારે ગામડાંની વસ્તી ૨૦૯ માણુસની છે. શહેરોમાં સૌથી વધારે વસ્તી માણુસા (૮૫૦૯) માં છે

**શહેરો અને ગામડાંઃ**—આ એજંસીમાં બધાં મળીને ૭ શહેરો માણુસા (૮૫૦૯), અમનગર–ઇડર (૪૨૭૨), ઈડર (૪૮૬૩), વડાલી (૪૧૭૧), પેથાપુર (૩૭૧૨) અને સાદરા સીવીલ સ્ટેશન (૧૪૪૦) આવેલાં છે. અને બધાં મળીને ૧૮૪૭ ગામડાં છે.

**શહેરોમાં** ૫૦૦૦ કરતાં વધારે વસ્તી વાળું ૧ માણુસા છે. ૨૦૦૦ અને તેથી વધારે ૫૦૦૦ અંદરની વસ્તીવાળાં ૧૨, એક હજારથી ૨૦૦૦ અંદરનાં ૫૫ અને ૫૦૦ થી ૧૦૦૦ અંદરનાં ૧૩૨ અને ૫૦૦ અંદરનાં ૧૬૫૩ ગામો છે. એકંદરે શહેરો તથા ગામ મળીને આ એજંસીમાં ૧૮૫૩ છે.

**લોકોનાં આચરણ**—મહીકાંઠાનો કેટલોક મુલક જંગલી અને પહાડી હોવાથી, ત્યાંના લોકો જંગલી સ્થિતિમાં હતા. તેથી લૂંટફાટ, ચોરી કરીને ગુજરાન ચલાવતા. પણ હવે પાકો બંદોબસ્ત થવાથી તેમજ સરહદતરફ મીશનરીઓના પ્રયાસથી આ લોકો સુધરતા જાય છે. હવે ચોરી અને લૂંટફાટનો ધંધો છોડી દીધો છે. અને ખેતી, મજુરી વગેરે ધંધા કરે છે. કેટલાક ડુંગરી ભીલો પોલીસ વગેરે ઠેકાણે નોકરીમાં છે. તે લોકો પ્રમાણિક, નીમકહલાલ, પણ સામાન્ય રીતે ઉડાઉ, આજનીજ ફીકર રાખનારા, અને દારૂડીઆ હોય છે. મીશનરીઓના પ્રયાસથી દારૂ પીવાના વ્યસનનો ત્યાગ થતો જાય છે; સરકારને માન આપે છે. ને તેથી ડરીને ચાલે છે બીજી જાતો સ્વભાવે શાંત અને કાયદાને માન આપનારી છે.

**શરીરનો બાંધો:**—મહીકાંઠાનો કેટલોક મુલક પહાડી છે. તેથી ત્યાંના લોકોનો બાંધો સાધારણ રીતે મજબુત છે. ત્યાંની નઠારી હવા વિષે તેઓ ક્વચિતજ ફરીઆદ કરે છે. તો પણ શરદઋતુમાં કેટલેક સ્થળે "મેલેરીઆ" જાતના તાવનો ઉપદ્રવ થાય છે.—

**ભાષા:**—આ એજન્સિની ભાષા ગુજરાતી છે. ઇડર, પોળો, દાંતાની સરહદ તરફના પ્રદેશની ભાષા ગુજરાતી ને મળતી છે. મેવાડ, ડુંગરપુર, વગેરેની સરહદ તરફની ભાષા ગુજરાતી અને મેવાડીને મળતી બોલાય છે. ડુંગરી ગરાસીઆ અને ડુંગરી ભીલ લોકો પોતાની જુદી ભીલવી ભાષા બોલે છે. ડુંગરી ગરાસીઆ અને ડુંગરી ભીલ લોકો સિવાયના તમામ લોકો ઘણા ભાગે ગુજરાતી ભાષા બોલે છે.

---

## પ્રકરણ ૪ થું હુન્નર ઉદ્યોગ.

**ઉદ્યોગ:**—મહીકાંઠામાં કોઈ મોટા ખાસ ઉદ્યોગો ચાલતા નથી. વસ્તીનો ઘણો મોટો ભાગ ખેતી અથવા તેને લગતી મજુરી કરીને ગુજરાન ચલાવે છે. સુતાર, લુહાર, દરજી, હજામ, કુંભાર વગેરે લોકો પોતાના બાપીકો ધંધો કરે છે. ને તેપર નિભાવ કરે છે. બાકીના લોકો વેપાર, વ્યાજવટુ, નોકરી, બ્રાહ્મણો યજમાનવૃત્તિ, દેવસેવા કે ભિક્ષાવૃત્તિ કરે છે.

**વેપાર:**--અમનગરથી પત્થરો આ એજન્સિની બહાર મોકલવામાં આવે છે. ઇડર મારફતે મેવાડની સરહદનો, મોડાસા મારફતે ડુંગરપુર

તરફનો, ગઢવાડા, અને દાંતા તરફનો પાલણપુર, ખેરાલુ, અને આબુરોડ મારફતે ડુંગરાઉ પેદાશનો માલ આવે છે.

ડુંગરાઉ પેદાશમાં સાગ, સીસમ, બાળવાનાં લાકડાં, ઈમારતી લાકડાં, મહુડાં, મધ, મીણ, સાબુ અને કરીઆણાની જણસો, ધાન્ય, તેલીબીઆં વગેરે બીજી પેદાશ જે ખપ કરતાં વધારે થાય છે તે બહાર નિકાસ કરવામાં આવે છે.

જે માલ આ એજન્સિમાં ઉત્પન્ન થતો નથી અથવા થાય છે તો, ખપ કરતાં ઓછો થાય છે તે બહારથી લાવવામાં આવે છે. જેમકે સુતરાઉ, ગરમ અને રેશમી કાપડ, ખાંડ, મીઠું, ધાતુનો સામાન, દવા, રંગ, રોગાન, દીવાસળી વગેરે બહાર ગામથી આવે છે.

આ એજન્સિમાં પહેલાં રેલવેનું સાધન નહોતું ત્યારે મેવાડ, ડુંગરપુર તરફથી ગાડાં, ઊંટ અને પોઠી મારફતે જથાબંધ માલ આવતો હતો, પંદરેક વર્ષથી અમદાવાદ પ્રાંતિજ રેલવે થઇ છે ત્યારથી મેવાડ અને ડુંગરપુર તરફનો તમામ માલ હવે ઈડર અને મોડાસા મારફતે આવે છે. અને તે ગુજરાતના મધ્ય સ્થળ અમદાવાદ જાય છે. વણજારા મારફતે પોઠી ઉપર આવતો માલ હવે બંધ થયો છે. કેમકે રેલવે મારફતે માલ મંગાવવાનું તેમજ મોકલી આપવાનું સુગમ અને સસ્તું પડે છે.

એજન્સિનો વ્યાપારી સંબંધ રેલવે થવાથી અમદાવાદ સાથે ઘાટ્ટો થતો જાય છે. આ એજન્સિમાં વ્યાપારી મધ્યસ્થ નાનાં શહેરો તરીકે ગાયકવાડી રાજ્યમાં દહેગામ, અમદાવાદ જિલ્લામાં પ્રાંતિજ અને મોડાસા, અને ઇડર સંસ્થાનમાં હીંમતનગર—અમનગર, અને ઇડર આવેલાં છે.

આ એજન્સિમાં રેલવે થઇ નહોતી તેવામાં એજન્સિ હેડક્વાટર સાદરામાં પોઠી મારફતે વણજારા ઘણો માલ લાવતા હતા હવે રેલવે થવાથી અને આ સ્થળ રેલ્વે સ્ટેશનથી દુર હોવાથી અહીંની આસપાસનાં જે ગામડાંનો વ્યાપારી સંબંધ પ્રથમ જોડાએલો હતો તે ગામડાંનો વ્યાપારી સંબંધ હવે રેલવે સ્ટેશન નજીકનાં દહેગામ, પ્રાંતિજ, ડભોડા, માણસા સાથે જોડાઇ જવાથી તલ સાદરાનો વ્યાપાર પડી ભાંગતો જાય છે.

રેલવે થવાથી એજન્સિનો તમામ વ્યાપાર સીધીરીતે અમદાવાદ સાથે જોડાઈ ગયો છે.

## વ્યવહારનાં સાધનો:—

**૧ રસ્તા:**—ગુજરાત અને મેવાડ વચ્ચે ઇડર અને પોળોમાં થઇને પ્રથમ ધમધોકાર વેપાર ચાલતો હતો. કેટલાંક વર્ષથી તે કમી થઈ ગયો છે. ઇડર, પોળો, ટીંટોઇ, શામળાજી અને ડુંગરપુરના રસ્તા સહી સલામત નહિ હોવાથી તે રસ્તેથી કોઇ જતું નહિ. હાલમાં બ્રિટિશ સરકારના ઉત્તમ બંદોબસ્તના લીધે શામળાજીનો વ્યાપાર સારી હાલતમાં આવેલો છે. મેઘરજ અને મોડાસા થઇને આવતો રસ્તો બ્રિટિશ ડીસ્ટ્રીકટમાં આવે છે. ત્યાં રાહદારી દાણ લેવાનાં બંધ થયાં છે. તેથી પણ વેપાર અને વ્યવહારને અનુકુળતા મળી છે.

આ એજન્સિમાં પાકી બાંધેલી સડકો નથી; પરંતુ ચોમાસું પૂરૂં થયા પછી ઘોરી અને ગાડાં જવાના રસ્તા દુરસ્ત કરવામાં આવે છે. આવી કાચી સડકો ઉપર થઇ ગાડાં, ઊંટ, ગધેડાં અને પોઠી મારફતે આ એજન્સિનો વેપાર અને વ્યવહાર ચાલે છે. આવી સડકો એજન્સિનાં દરેક મોટાં અને જાણીતાં સ્થળો વચ્ચે છે અને તે જુદા જુદા સ્થળો વચ્ચે મેળવી લેવામાં આવેલી છે.

૧. ઊંડણીથી ઇડર, મૂડેટી અને પાલ થઇને એક રસ્તો ખે-રવાડાની સડકને મળે છે.

૨. તળોદથી મોડાસા, ટીંટોઇ અને શામળાજી થઇને ખેરવાડા-ના રસ્તાને, તલોદથી અમદાવાદ. અને મોડાસાથી આગળ જતાં ડું-ગરપુરના રસ્તાને પણ આ સડક મળે છે.

૩. ઇડરથી અહમદનગર સુધીનો રસ્તો પ્રાંતિજથી અમદાવાદ જવાના રસ્તાને મળે છે.

૪. ઇડરથી શામળાજી સુધીનો.

૫. સાદરાથી ડભોડા સ્ટેશન સુધીનો.

૬. સાદરાથી પ્રાંતિજ સુધીનો, જે પ્રાંતિજથી અમનગર અને ઇડરની સડકને મળે છે. છેલ્લા બે રસ્તાઓની સડકો પાકી છે.

૭ ડાકોર અને નડીઆદથી શરૂ થઇ કપડવણજ અને વાત્રક-કાંઠાની સરહદમાં થઈ બાયડ આગળ થઇ મોડાસા નજીક ધનસુરા આગળ તલોદથી મોડાસા જતી સડકને મળે છે. મોડાસા થઇ આ સડક.સામળાજી જાય છે. આ ઉપરાંત બીજા નાના રસ્તાઓ ઘણા છે.

સરહદના ડુંગરી મુલકોમાં બે ગાડા રસ્તા છે. તે રસ્તે થઈને મહીકાંઠામાં અવાય છે. આ રસ્તે થઇ વ્યાપાર માટેની ચીજો ગાડાં મારફતે લઇ જવાતી નથી, પરંતુ પોઠી કે ઊંટ ઉપર લઇ જઇ શકાય છે. આ ઉપરાંત હાલમાં એજન્સિમાં તેમજ એજન્સિની સર-હદ લગતી રેલવે લાઇનો આવેલી છે. અને નવી થાય છે. જેથી પણ વેપાર અને વ્યવહારનાં સાધનો માટે ઘણી સગવડ અને સર-ળતા થતી જાય છે.

૨. રેલવે:—આ એજન્સિમાં છેલ્લાં પંદર વર્ષમાં વેપારનાં અને વ્યવહારનાં સાધનો ઘણાં સુધરી ગયાં છે. સને ૧૮૯૭ સુધીમાં એજન્સિના કોઇપણ ભાગમાં રેલવે નહોતી. આ એજન્સિમાં પહેલવહેલી રેલવે અમદાવાદથી પ્રાંતિજ અને ત્યાંથી આગળ અમનગર સુધીની બંધાઇ છેલ્લાં બે વરસથી અમદાવાદ પ્રાંતિજ રેલવેને અમનગરથી ઇડર થઈ વડાલી અને ખેડબ્રહ્મા સુધી લંબાવવામાં આવી છે. જેથી વેપાર અને વ્યવહારનાં સાધનોમાં વધારે છુટ થઇ છે. અને એજન્સિનો ઘણો ભાગ સીધી રીતે ગુજરાતના નિકટ સંબંધમાં આવ્યો છે.

અમદાવાદ પ્રાંતિજ રેલવેને ખેડબ્રહ્મા સુધી લંબાવવામાં આવી છે. તેમજ એજન્સિની પશ્ચિમ સરહદે, નજીકમાં રાજપુતાના માળવા રેલવે લાઇન અને તેની પેટા લાઇનો આવેલી છે, હાલમાં ખેડા-જિલ્લામાં નડીઆદથી કપડવણજ થઇ આ એજન્સિના વાત્રકકાંઠા જિલ્લામાં થઇ મેધરજ રેલવ નવી થાય છે તેથી પણ એજન્સિનાં સાધનોમાં ઘણી સરળતા અને સગવડ થતી જાય છે.

આ એજન્સિનાં સંબંધમાં આવેલી મુખ્ય રેલવે લાઇનો

**( ૧ ) અમદાવાદ પ્રાંતિજ રેલવે. ( એ. પી. રેલવે ):**—આ રેલવે અમદાવાદ, અસારવા, નરોડા, મેંદરા, ડભોડા, દહેગામ, તલોદ, પ્રાંતિજ, સોનાસણ થઈ અમનગર—( હાલમાં હીંમતનગર નામ આપવામાં આવેલું છે) સુધી જાય છે. તે લાઇનને ઇડર સંસ્થાનમાં હીંમતનગર સ્ટેશનથી મહાદેવપુરા, જાદર, ઇડર અને વડાલી થઇ ખેડબ્રહ્મા સુધી લંબાવવામાં આવેલી છે. આ રેલવે

એજન્સિનાં બાવીશી અને સાબરકાંઠા થાણાંમાં થઇ ઇડરસંસ્થાનમાં જાય છે.

( ૨ ) **કલોલ વીજાપુર રેલવે:**—આ રજપુતાના માળવા રેલવેની શાખા છે. તે એજન્સિના વાસણા, પેથાપુર, માણસા, વરસોડા અને સાંબરકાંઠા થાણાના કેટલાક તાલુકાઓની નજીકમાં આવેલી છે. તેના સ્ટેશનો કલોલ, આદરજ મોટી, રાંધેજા, વાસણ, લીંબોદરા, મકાખાડ, લોદરા અને વિજાપુર એ સ્ટેશનો છે.

( ૩ ) **મહેસાણાથી વીરમગામ** તરફ જતી શાખા એ રાજપુતાના માળવા રેલવેની શાખા છે. અને તે મહેસાણાથી જુદી પડી કટોસણ જિલ્લાની પૂર્વ તરફ ઝોટાણા, કટોસણરોડ, અને વિરમગામ તરફ થઇ વઢવાણ તરફ જાય છે. આ લાઇન કટોસણ જિલ્લાને, કાઠિયાવાડ અને ઉત્તરમાં રાજપુતાને, અને ગાયકવાડ સરકારના પાટણ અને ખેરાલુ મહાલને જોડે છે.

( ૪ ) રાજપુતાના માળવા લાઇનની એક શાખા મહેસાણાથી જુદી પડી વડનગર તરફ થઇ ખેરાલુ જાય છે. આ લાઈન વલાસણા અને ગઢવાડાની નજીકમાં આવે છે.

( ૫ ) ખેરાલુથી તારંગા અંબાજી સુધીની નવી રેલવ લાઈન થઈ છે. તે તારંગા થઇ ગઢવાડા થાણા અને આગળ જતાં દાંતાના રાજ્યમાં થઈ અંબાજી સુધી જશે.

( ૬ ) નડીઆદથી કપડવણજ અને ત્યાંથી મેઘરજ સુધીની નવી રેલવે થાય છે. હાલમાં નડીઆદથી કપડવણજ સુધી ચાલે છે. આ રેલવે આ એજન્સિના વાત્રકકાંઠા થાણાનાં ગામોમાં થઇ આગળ ઉપર ઇડર સંસ્થાનમાં થઇ માલપુર તાલુકામાં જશે, આગળ ઉપર

આ લાઇન મેઘરજ સુધી લંબાશે અને ત્યાંથી છેવટે ડુંગરપુર સાથે જોડી દેવામાં આવશે એવી વકી રાખવામાં આવે છે.

આ એજિન્સનો ઘણો ખરો ભાગ ડુંગરાઉ પ્રદેશ હોવાથી તેમજ જોઇતાં વ્યવહારનાં સાધનોની ખોટને લીધે એજન્સિના અંદરના ભાગના વેપાર અને બીજા સુધારાને અડચણ હતી. દિવસે દિવસે વ્યવહારનાં સાધનો પુષ્કળ વધતાં જવાથી આ એજન્સિ હવે ગુજરાત અને બીજા નજીકના તેમજ દુરના મુલકના સંસર્ગમાં આવવાથી વેપાર અને બીજા લાભો જલદી થવાની આશા રખાય છે.

## ૩. તાર અને પોસ્ટ ઓફિસો *:—

આ એજન્સિના વ્યવહારનાં સાધનોમાં મુખ્ય ભાગ પોસ્ટ

* સબ પોસ્ટ ઓફિસો:—સાદરા, માણુસા, હિંમતનગર અને ઇડર.

ગ્રાન્ચ પોસ્ટ ઓફિસો:—બાયડ, ચોઇલા, ગાબટ, બડોલી, વડાલી, ભીલોડા, ટીંટોઇ, દાવડ, ચિત્રોડા, કુકડીઆ, મુડેટી, લુસ-રીઆ, અને બીલડીઆ: દાંતા, અંબાજી, માલપુર, મોહનપુર, સરડોઇ, બાકરોલ, રણાસણ, રૂપાલ, (મહીકાંઠા), વરસોડા, પેથાપુર, ખડાલ, ઘોડાસર, હળદરવાસ, કટોસણ, ઝોટાણા, સાંથળ, આંબ-લીઆરા, ઇલોલ, વાસણા, સુદાસણા, વડાગામ, સાઠંબા.

ડભોડા, મહીસા, રખીઆલ, રાતલાસણા, ટીંબા, વખતાપુર, નિરમાળી અને ઝેર.

ઓફિસો પણ લે છે. પત્રવ્યવહાર માટે આ એજન્સિનાં મુખ્ય મુખ્ય સ્થળે ( સાદરા, માણસા, હીંમતનગર, અને ઇડર ) સરકારે સબ પોસ્ટ ઓફિસો તેમજ અગત્યનાં સ્થળે જ્યાં જરૂર જણાઈ ત્યાં +બ્રાન્ચ પોસ્ટ ઓફિસો બહોળા જથામાં ઉઘાડી છે; જેથી સંદેશા અને પત્રવ્યવહાર મોકલવાને ઘણીજ સરળતા થઇ છે.

ઈડર રાજ અને પોળો સંસ્થાનમાં દરબારી ટપાલની પણ વ્યવસ્થા છે.

**તાર ઓફિસો:—**×તાર મારફતે સંદેશા મોકલવા સારૂ સાદરા હિંમતનગર અને ઇડરમાં પોસ્ટ ઓફિસો સાથે તાર ઓફિસો પણ ખોલવામાં આવેલી છે. આ ઉપરાંત તારના સંદેશા દરેક રેલવે સ્ટેશનેથી પણ મોકલી શકાય છે.

**વેપારનાં મથક:—**જ્યાં જ્યાં વેપારનાં અને વ્યવહારનાં સાધનો સારાં છે. ત્યાં ત્યાં વેપાર સારો ચાલે છે સાધારણ રીતે આવાં સ્થળે વધારાની પેદાશ ખેંચાઇ આવે છે ને ત્યાંથી બહાર ગામ જાય છે. આવાં સ્થળો ઇડરસ્ટેટમાં ઈડર, હીંમતનગર, ગઢવાડા તરફ ખેરાલુ, અમદાવાદ જિલ્લા તરફ આ એજન્સિના સંબંધમાં

---

+ બ્રાન્ચ પોસ્ટ ઓફિસો હાલમાં ૪૩ છે.

× તાર ઓફિસો:—પોસ્ટ સાથે તાર ઓફિસો:–સાદરા, હિંમતનગર અને ઇડર એ ત્રણ છે.

રેલવે સ્ટેશનોની તાર ઓફિસો:—ડભોડા, દહેગામ, રૂખીઆલ, તલોદ, પ્રાંતિજ, હિંમતનગર, મહાદેવપુરા, જાદર, ઈડર, વડાલી, ખેડબ્રહ્મા, ખેરાલુ, તારંગાહિલ, ઓટાણા, કટોસણ રોડ, વીજાપુર, લોદરા, લીંબોદરા, રાંધેજા વગેરે—

આવેલાં મોડાસા, પ્રાંતિજ. ખેડા જિલ્લામાં કપડવણુજ, નડીઆદ વગેરે છે.

આ એજન્સિની વસ્તી ઘણા ભાગે ગરીબ, અજ્ઞાન અને સ્વતંત્રપણે વેપાર ચલાવી શકે તેવી સાહસિક નહિ હોવાથી સ્થાનિક શાહુકારો વધારાની ઉપજ ખેડુત પાસેથી ધીરેલાં નાણાંના બદલામાં ઉઘરાવી લેછે અને તે હાલમાં અમદાવાદ પ્રાંતિજ રેલવે મારફતે (મોડાસા મારફત) તલોદ, ઈડર અને હીંમતનગર સ્ટેશન થઇને અમદાવાદ તરફ મોકલે છે

આ એજન્સિનો ઘણે ભાગે વેપાર વાણિયા અને ઈડર તરફ હીંમતનગર-અમનગરના વહોરાઓના હાથમાં છે.

---

# પ્રકરણ ૫ મું.

## ઈતિહાસ:—

મહીકાંઠા એજન્સિના ઇતિહાસનો મુખ્ય ભાગ ઇડર સંસ્થાનની હકીકતમાં સમાએલો છે, ઇડરગઢ ( ઇલ્વદુર્ગ ) સંબંધી દંતકથા એવી ચાલે છે કે ત્યાં દ્વાપરયુગમાં એલવાન રાક્ષસ અને તેનો ભાઇ વાતાપી રાજ કરતા હતા. તેઓનો નાશ અગસ્ત્યઋષિએ કર્યો. જ્યારે ઇ. સ. ૫૨૪ માં વલ્લભીનગરનો નાશ થયો ત્યારે વલ્લભીપુરનો છેલ્લો રાજા શિલાદિત્ય મરાયાથી તેની સગર્ભા રાણી પુષ્પાવતી ઇડરના ડુંગરમાં ગુફામાં સંતાઇ બેઠી તોં કુંવર થયો તે ગુફામાં અવતર્યો તેથી તેનું ગોહો નામ પડયું. તેણે ભીલોની મદદથી રાજ્ય સ્થાપ્યું. મહીકાંઠામાં પહેલ વહેલા રજપૂતો ત્યારેજ આવ્યાનું જણાય છે.

આઠમા સૈકામાં સિંધમાં નગરઠઠ્ઠાને મુસલમાનોએ નાશ કરવાથી પરમાર રજપૂતો નાશી મહીકાંઠામાં આવ્યા. બારમા તેરમા સૈકામાં મુસલમાની સત્તા વધતી ચાલી તેમ તેમ ચંદ્રાવતીના પરમાર, કનોજના રાઠોડ, અને અણુહિલવાડના ચાવડા મહીકાંઠામાં આવી વસ્યા. મોહનપુર, રણાસણ, રૂપાલ, વડાગામ, અને બોલુંદરાના ઠાકોરો ચંદ્રાવતીના* પરમાર વંશના છે. પોળો, માલપુર, વલાસણા, મગોડી, એ કનોજના રાઠોડ વંશના છે, માણસા, વરસોડા એ અણુહિલવાડના ચાવડા વંશના છે. કેટલાકોએ કોળીની કન્યાઓ સાથે પરણી રજપૂતની જાત ખોઇ. તેઓ હાલ મકવાણા, ડાભી, અને બારીઆ રજપૂત કહેવાય છે. પંદરમા સૈકામાં પેથાપુર અને પોશીનાના વાઘેલાઓ આવ્યા.

ઈ. સ. ૧૪૧૨ માં અમદાવાદમાં મુસલમાન પાદશાહનું ઉપરીપણું જામ્યું તે વખતે ઘોડાસર, કટોસણ, ઇલોલ, લીંબા અને ગાબટ વગેરે ઘણા સરદારોએ નોકરી કે મદદ કરવાના બદલામાં જમીનના પટા મેળવ્યા હતા. પુનાદરા, ખડાલ, રમાસ અને ડાભા એ માંડવાના મીઆંના ભાયાત છે. તેમણે ઇસ્લામ ધર્મ કબુલ કરી જમીનના પટા મેળવ્યા.

ઇ. સ. ૧૮૧૧ માં બ્રિટિશ સરકાર જોડે મહીકાંઠા સંબંધિ ગાયકવાડ સરકારની ખંડણી વસુલ કરવા માટેનો દસોટાથી આંકડો નક્કી થયો ને તે વસુલ કરી આપવાનું કામ ઇંગ્રેજ સરકારે હાથમાં

* આબુ પર્વત ઉપર ચંદ્રાવતિ નગરી હતી. ત્યાં પરમાર વંશના રાજા રાજ કરતા હતા.

લીધું. અને દરેક સંસ્થાનિકો સાથે ખંડણીનો ચોકસ બંદોબસ્ત કર્યો. તેથી ખરેખરી રીતે મહીકાંઠા એજન્સિની સ્થાપના ઈ. સ. ૧૮૧૨ થી થઇ છે.

ઈ. સ. ૧૮૧૮ માં ગુજરાતમાંથી પેશ્વાનો ભાગ ઇંગ્રેજ સરકારને મળ્યો. તેથી સરકારને નવો મળેલો મુલક મહીકાંઠાના મેવાસી મુલકની લગોલગ આવ્યો, તે કારણથી સુલેહ જાળવવા અને મુલકના બંદોબસ્ત માટે અંગ્રેજ સરકાર અને ગાયકવાડ સરકારને તા. ૩ એપ્રિલ ૧૮૨૦ ના રોજ કરાર થયો. તેથી મહીકાંઠાનો વહીવટ અંગ્રેજ સરકારને સ્વાધીન થયો. વગર ખર્ચે ખંડણી વસુલ આપવાનું અંગ્રેજ સરકારે માથે લીધું. અને ગાયકવાડ સરકારે મહીકાંઠામાં દરમ્યાન નહિ થવા કબુલ્યું.

બંદોબસ્ત રાખવા અને કરારની સરતો અમલમાં લાવવા ૧૮૨૧ માં પોલિટિકલ એજંટની નિમણુંક થઇ. અને મહીકાંઠા એજન્સિ સ્થાપન થઇ. ૧૮૨૮ ની શરૂઆતમાં મહીકાંઠા એજન્સિ કાઢી નાંખી અને ખર્ચનો બચાવ કરવામાટે પંચમહાલ, રાજપીપળા અને મહીકાંઠા એજન્સિને જોડી દેવામાં આવ્યાં, અને મી૦ વીલોબીને તેના ઉપરી ઠરાવ્યા. ત્યારપછી મહીકાંઠાને વડોદરા રેસીડેન્સીમાં જોડી દેવામાં આવ્યું. ૧૮૨૯ માં ગાયકવાડી સરંજામની સંભાળ માટે સાદરામાં એક અમલદાર નીમ્યો તેને નજીકના મહાલોનો બંદોબસ્ત રાખવા અમુક પોલિટિકલ અખત્યાર સોંપ્યો. સુલેહ જાળવવા તેમજ ટ્રીબ્યુટ વસુલ કરવા સારૂ વડોદરા રેસીડેન્સીમાંથી એક આસિસ્ટંટને દર વરસે મોકલવામાં આવતો હતો. આ બંદોબસ્ત ઘણા દુરથી કરવો પડતો હતો જેથી આ વ્યવસ્થા ફતેહમંદ નીવડી નહિ. અને ઇડર અમનગર વગેરે

સ્થળે અવ્યવસ્થા ચાલી. તેથી ૧૮૩૫ માં મહીકાંઠા એજન્સિ ફરીથી સ્થાપવામાં આવી, અને પોલિટિકલ એજંટ તરીકે કેપ્ટન ઔટ્રામને નીમવામાં આવ્યા. ત્યારથી મહીકાંઠામાં સ્વસ્થતા થવા માંડી.

સને ૧૮૫૭ માં હથિયાર નોંધવામાટે ઉપાયો લેવામાં આવ્યા તે એવા હેતુથી કે જ્યારે જરૂર પડે ત્યારે રૈયત પાસેથી હથિયાર લઇ શકાય. પણ આ પગલું રૈયત અને સરદારોને એટલું બધું અણગમતું થઇ પડયું હતું કે તેથી ૧૮૫૭ માં ચાંડપમાં તોફાન ઉઠયું. તે લશ્કરી મદદથી સમાવવામાં આવ્યું. ત્યારપછી હાલ સુધી મહીકાંઠામાં શાંતિ પથરાએલી છે. અને હવે તોફાનનો સંભવ નથી.

મહીકાંઠામાં હાલનો જેટલો વિભાગ છે, તે ઉપરાંત પાલનપુર એજન્સિનો કાંકરેજ જિલ્લો, રેવાકાંઠા એજન્સિનાં લુણાવાડા, ભાદરવા, ઉમેટા, રાયકા, દોડકા અને અનઘડ તથા ગાયકવાડ તાબાના માંડવા સંસ્થાનનો સમાવેશ હતો. તે પૈકી નીચેનો મુલક પાછળથી મહીકાંઠામાંથી અન્ય એજન્સિઓમાં મૂકવામાં આવ્યો છે.

લુણાવાડા, ભાદરવા, ઉમેટા, રાયકા, દોડકા, અને અનઘડ વગેરે મુલક રેવાકાંઠા એજન્સિમાં અને કાંકરેજ પરગણાનો મુલક પાલનપુર એજન્સિમાં જોડી દેવામાં આવ્યો છે. લાલના માંડવા ઉપર કોઇનો ઘાસદાણાનો લાગો નહિ તેથી તે મહીકાંઠામાંથી આશરે પચાસ વર્ષ ઉપર ગાયકવાડ સરકારની હકુમતમાં મૂકવામાં આવ્યું છે.

**રાજ્યવહીવટ:**—મહીકાંઠા એજન્સિમાં ઇડરરાજ પહેલા વર્ગનું છે. એનો વિસ્તાર લગભગ એજન્સિના અર્ધભાગ જેટલો છે; પોળો, અને દાંતા એ બે બીજા વર્ગનાં સંસ્થાનો છે; માલપુર, માણસા મોહનપુર, કટોસણ એ ચાર ત્રીજા વર્ગના તાલુકા છે; વરસોડા, પેથાપુર,

રણાસણ, પુનાદરા, ખડાલ, ઘોડાસર, ઇલોલ અને આંબલીઆરા એ આઠ ચોથા વર્ગના તાલુકા છે; વલાસણા, ડાભા, વાસણા, સુદાસણા, રૂપાલ, દધાળીઆ, મગોડી, વડાગામ અને સાઠંબા એ નવ પાંચમા વર્ગના તાલુકા છે. સંસ્થાનો અને તાલુકાઓનો વહીવટ સરકારે નિર્મીત કરેલી સતા મુજબ દરેક સંસ્થાનિકો અને તાલુકદારો પોતે કરે છે.

માણસા અને કટોસણ દરબારોને સ્વર્ગસ્થ શહેનશાહ બહાદુર એડવર્ડ ૭ માના કોરોનેશનના માંગલિક પ્રસંગે સને ૧૯૦૩ ની સાલમાં હયાતી સુધી બીજા વર્ગના રાજાઓ જેટલો જાસ્તી અધિકાર અને સને ૧૯૧૧ ની સાલના નામદાર શહેનશાહ બહાદુર પાંચમા જ્યોર્જના કોરોનેશન વખતે મલપુર દરબારને હયાતીસુધી બીજા વર્ગના રાજાઓ જેટલો, સુદાસણા દરબારને હયાતી સુધી ત્રીજા વર્ગ જેટલો જાસ્તી અધિકાર બક્ષીસ કરવામાં આવ્યો છે. અને કટોસણ ઠાકોરને ચોથા વર્ગમાંથી હંમેશ મટે ત્રીજા વર્ગમાં મુકવામાં આવ્યા છે.

પહેલા પાંચ વર્ગનાં ૨૪ સ્ટેટો અને તાલુકાઓ સિવાય છઠ્ઠા તથા સાતમા વર્ગના નાના નાના ૨૮ તાલુકાઓ છે. તેનો વહીવટ અંગ્રેજ સરકાર તરફથી દરેક થાણાના થાણદાર કરે છે. તેમને બીજા વર્ગના માજીસ્ટ્રેટ અને દીવાનીમાં રૂ. ૫૦૦ સુધીના દાવા ચુકાવવાનો અધિકાર છે.

છઠ્ઠા વર્ગમાં રમાંસ , બોલુંદ્રા, દેરોલ, ખેડાવાડા, કડોલી, વક્તાપુર, પ્રેમપુર, દેધરોટા, તાજપુરી, હાપા, સતલાસણા, ભાલુસણા,

લીખી અને હડોલ એ રીતે ચૌદ તાલુકા છે. તે પૈકી હાપાને હયાતી સુધી તેમના વર્ગનો આધકાર મળેલો છે.

સાતમા વર્ગમાં મગુના, તેજપુરા, વીરસોડા, પાલજ, દેલોલી, કસલપુરા, મેમદપુરા, ઇજપુરા, રામપુરા, રાણીપુરા, ગાબટ, ટીંબા, ઊંબરી, અને મોટાકોઠારણા એ રીતે ચૌદ તાલુકા છે. તે પૈકી ગાબટ ને ત્રીજા વર્ગનો માજીસ્ટ્રેટી અખત્યાર મળેલો છે.

ઉપર દર્શાવેલાં પર સ્ટેટો પૈકી પોળો, વડાગામ, લીખી અને ગાબટ એ ચાર ખંડણી આપતાં નથી. સિવાય બધા તાલુકા ગાયકવાડ સરકાર કે ઇડરરાજને ખંડણી હક આપે છે. રાણીપુરા અને ઊંબરીની ખંડણીનો સમાવેશ બીજા તાલુકાઓ ભેગો છે.

**રાજ્યપદ્ધતિ:**—સંસ્થાનો અને તાલુકાઓમાં સારી રીતે રાજ્યવ્યવસ્થા ચાલે તેથી સવડ મુજબ કેટલાંક સ્ટેટો ઉપર દેખરેખ રાખવા સરકારે એક અંગ્રેજ અમલદાર ઠરાવેલા છે. જેમના અધિકારમાં એજન્સિની કુલ સત્તા છે તેમને પોલિટિકલ એજન્ટ કહે છે અને તેમને સોંપેલા વિભાગને એજન્સિ કહે છે.

મહીકાંઠા એજન્સિની પ્રથમ સ્થાપના ઇ. સ. ૧૮૧૨ માં કરવામાં આવી. જેમ જેમ કામનો વધારો થતો ગયો તેમ તેમ યુરોપીઅન આસિસ્ટંટ પોલિટિકલ એજંટ, ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી આસિસ્ટંટ (પહેલાં પર્સનલ આસિસ્ટંટ) પોલિટિકલ એજન્ટ અને હજુર ડેપ્યુટી આસિસ્ટંટ (પહેલાં નેટીવ આસિસ્ટંટ) પોલિટિકલ એજંટ મળી એક યુરોપીયન અને બે દેશી મદદનીસ નીમવામાં આવ્યા છે. તેમની મદદથી પોલિટિકલ એજંટ તમામ જાતની દેખરેખ રાખે છે.

ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ પોતાની સંપરતનાં થાણુંાના કામ ઉપરાંત જમીનાલુકાઓની દેખરેખનું કામ પણ કરે છે અને હજુર ડેપ્યુટી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ ટ્રેઝરી ઓફિસર, જેલ સુપ્રીન્ટેન્ડેન્ટ, અફીણુ સંબંધિ વગેરે કામ કરે છે.

મહીકાંઠાનો વહીવટ કરવા માટે સાધારણુ રીતે પાંચ વિભાગ થાણું કે જિલ્લો ઠરાવ્યાં છે દરેક થાણામાટે થાણુદાર નીમેલા છે.

બાવીશી જિલ્લો મોટો હોવાથી તેના બાવીશી અને મહીસા ડીવીઝન એવા બે વિભાગ કરેલા છે. મહીસા પેટા વિભાગ માટે અવલ કારકુનની નીમણુંક કરેલી છે. અને તે બાવાશી થાણદારના તાબામાં છે.

મહીકાંઠાની સઘળી જમીન દેશી રાજની ગણાય છે. એ જમીનની મહેસુલ ઉઘરાવવાને સારૂ મોટાં રાજ્યોના ભાગ પાડવામાં આવ્યા છે. મહીકાંઠામાં મોટામાં મોટું રાજ્ય ઇડરનું છે. તેના જે ભાગ પાડવામાં આવ્યા છે તે પરગણાં કહેવાય છે. ને પરગણાંના પેટા ભાગને પટો કહે છે દરેક પરગણામાં એકેક મામલતદાર રહે છે. તે પરગણાની મહેસુલ ઉઘરાવે છે. તેમજ તેનો હિસાબ રાખે છે. થાણા સર્કલમાં થાણુદાર રહે છે, તે બીજા વર્ગના માજિસ્ટ્રેટ તરીકેનું અને દીવાની રૂા. ૫૦૦) સુધીના દાવા ચુકવવાનું કામ કરે છે.

ઇડરસ્ટેટના મામલતદાર અને એજન્સિના થાણુદારના હાથ નીચે જે ગામોનું મહેસુલ ઉઘરાવવું પડે છે ત્યાં તલાટી નીમેલા હોય છે. એજન્સિમાં ફક્ત બાવીશી થાણામાંજ આવા તલાટીઓ ઠરાવેલા છે બીજાં થાણાંમાં નાના નાના તાલુકાઓ હોવાથી તાલુકદાર પોતેજ અથવા તો તેમના કામદાર મહેસુલ ઉઘરાવે છે. જે તાલુકામાં અંગ્રેજ સરકારની જમી છે. ત્યાં ત્યાંના જમીદાર મહેસુલ ઉ-

ધરાવે છે. મોટાં સંસ્થાનોમાં જમીનનું મહેસૂલ પરગણા, મહાલ યા તાલુકાના થાણદાર, મામલતદાર અથવા મહાલકરી વસુલ કરે છે. નાના તાલુકદારો વસુલાતની જાતે દેખરેખ રાખે છે.

દરબારી ગામોમાં અનેક રીતે મહેસુલનો દર નક્કી કરવામાં આવે છે. છેક જંગલી લોકો પાસેથી દાતરડીવેરો, પાણીવેરો, કોદાળીવેરો, વગેરે લેવાય છે. ચઢતી સ્થિતિના જંગલી લોકો પાસેથી હળબંધી કે હળવેરો, અને વધારે સુધરેલા ખેડુતો પાસેથી વિઘોટી, ખાતાબંધી કે ખાતાવાર, ભાગબટાઇથી અમુક રકમ લેવામાં આવે છે. એજન્સિમાં કેટલેક ઠેકાણે જમીનની માપણી અને વર્ગણી કરી જમીનના દર નક્કી કરવામાં આવ્યા છે તે પ્રમાણે મહેસુલ લેવાય છે. કેટલાક તાલુકાઓમાં મહેસુલ તરીકે પાકનો અમુક ભાગ ( ભાગબટાઇથી ) લેવામાં આવે છે.

આગલા વખતમાં મહેસુલ ઉઘરાવવા માટે બરોબર બંદોબસ્ત નહિ હોવાથી જમીન મહેસુલ બહુ ઉપજતું નહિ. હાલમાં સુધારો થતો જાય છે. જમીન માપણી થવાથી અને જમીનના દર નક્કી થવાથી, હવે ભાગબટાઈ માટે ખલવાડ, કળતર વગેરે બંધ થતું જાય છે. વિઘોટીથી ખાતાવાર જમીનનું મહેસુલ નક્કી થતું જાય છે વળી રેલ્વે, વગેરે વેપારનાં સાધનો, રાજ્યવહીવટમાં સરકારની દેખરેખ અને બંદોબસ્ત અને જમીન મહેસુલની રીતમાં સુધારો થવાથી, આવકમાં વધારો થતો જાય છે.

**જંગલખાતું**:—મહીકાંઠાનો કેટલોક ભાગ જંગલોથી છવાયેલો છે. એ જંગલોમાં આગલા વખતમાં ઇમારતી કાટ અને વાંસ, પુષ્કળ થતો હતો પણ દુકાળ પડવાથી અને પુરતી સંભાળ વિના ઘણાં

સારાં સારાં ઝાડ કપાઈ ગયાં છે. છતાં જો જંગલની પુરતી સંભાળ લેવામાં આવે તો તેથી જંગલની પેદાશ સારી થવા સંભવ છે.

**ન્યાય ખાતું**:—હાલમાં આ એજન્સિથાં ૩૪ દીવાની કોર્ટો છે. તેમાંની ૧૦ અંગ્રેજ સરકારના તાબા હસ્તક છે અને ૨૪ દેશી રાજ્યોમાં છે.

ફોજદારી ફરીઆદનો નિકાલ તાલુકદારો સરકારે ઠરાવેલી વર્ગ-વારી પ્રમાણે કરે છે. સિવાય દરેક થાણામાં નાના નાના બીન હકુમતી તાલુકાઓ માટે બીજાવર્ગના માજીસ્ટ્રેટની સત્તા ધરાવનારા થાણદાર નીમેલા છે; મહીસા પેટા થાણા માટે ત્રીજા વર્ગના માજિ-સ્ટ્રેટની સત્તા ધારણ કરનાર અવલકારકુનની નીમણોક કરેલી છે.

**પોલિસખાતું**:—મહીકાંઠામાં મોટું રાજ્ય ઈડર છે, ત્યાં સ્ટેટનું પોલિસખાતું જુદું છે. જેના ઉપરીને પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ કહે છે. બીજાં સંસ્થાનો તેમજ હકુમતી તાલુકાઓમાં સ્ટેટના ખર્ચે પોલિસ રાખેલી છે. તેના ઉપરીને પોલિસ ઇન્સ્પેક્ટર કે ફોજદાર કહે છે.

આશરે ૧૦૦ વર્ષ ઉપર ગાયકવાડ સરકાર તરફથી મહીકાંઠામાં ખંડણી ઉઘરાવવા અને મુલકના બંદોબસ્ત માટે ગાયકવાડી સરંજામ ગાયકવાડી ઢબનાં ૧૦૦૦ ઘોડેસ્વાર માણસોનું અગ્રેજ સરકારના તાબામાં સોંપવામા આવ્યું હતું. આ લશ્કરનું ગાયકવાડ સરકારને દરવર્ષે ચાર લાખ બાબાશાહી રૂપિયાનું ખર્ચ થતું હતું તો પણ સંતોષકારક રીતે કામ થઇ શકતું નહિ તેથી સને ૧૮૮૫ માં લશ્કર કાઢી નાંખી અંગ્રેજી ઢબ પ્રમાણે પોલિસ રાખવા ઠરાવી અને ખર્ચ બદલ વર્ષે સવાલાખ રૂપિયા કલદાર અંગ્રેજ સરકાર ખંડણીમાંથી વસુલ કરી લે એવું ઠર્યું. ત્યારથી મહીકાંઠામાં એજન્સિ

પોલિસનાં આશરે ૪૦૦ માણસો રાખવામાં આવ્યાં છે. તેના ઉપર આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ, પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબના હોદ્દાથી દેખરેખ રાખે છે. તેમને મદદ કરવા માટે ડેપ્યુટી આસિસ્ટંટ પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ, પોલિસ ઇન્સ્પેકટરો, સબઇન્સ્પેકટરો, હેડ ક્વાર્ટર ચીફ કોન્સ્ટેબલ, એમ ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે ઠરાવેલા છે. દરેક જિલ્લા (થાણા) ના હેડ ક્વાટરમાં મુખ્ય પોલિસ થાણાં મુકેલાં છે. અને બીજાં પેટા થાણાં પણ ઠરાવેલાં છે; મહીકાંઠાનું સદર સ્ટેશન સાદરા હોવાથી બધી પોલિસ સાદરામાં રહે છે અને અહીંથી થાણાઓમાં મોકલવામાં આવે છે. સાદરા હેડ ક્વાર્ટરમાં ઉપરી તરીકે એક સુબેદાર જેમને હેડ ક્વાર્ટર ચીફ કોન્સ્ટેબલ; અને ઘોડા પોલિસના ઉપરી જેને રીસાલદાર કહે છે. તેઓ હેડ ક્વાર્ટરમાં પોલિસની દેખરેખ રાખે છે. મહીકાંઠાનો ઘણો ભાગ ડુંગરાઉ પ્રદેશ અને મહેવાસી હોવાથી અહીંની પોલિસ હથિયારવાળી રાખવામાં આવી છે. પ્રથમ ૭૫ માણસની લશ્કરી ટુકડી સરકારી ત્રીજોરી અને જેલના સંરક્ષણ માટે રહેતી હતી. પણ હવે તે કામ પોલિસ નીભાવી શકે તેમ હોવાથી સને ૧૯૦૦ ની સાલથી સરકારે તે લશ્કરી ટુકડી ઉઠાવી લીધી છે. ને તેનું કામ એજન્સિ પોલિસથી લેવામાં આવે છે.

**કેળવણીખાતું**:—આ એજન્સિના કુમારોને શિક્ષણ આપવા માટે સાદરામાં સ્કૉટ કોલેજ સ્થાપવામાં આવેલી છે. તેમાં મહીકાંઠા, પાલનપુર, અમદાવાદ, અને ખેડા જિલ્લાના રાજકુમારો અભ્યાસ કરે છે. પહેલાં તેને તાલુકદારી સ્કુલ કહેતા હતા.

ઇડર સંસ્થાન પોતાની નિશાળોની દેખરેખ રાખે છે. અને વ્યવસ્થા કરે છે. જ્યારે બાકીનાં રાજ્યો, તાલુકાઓ અને થાણાંમાં

મહીકાંઠાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર નિશાળો સંબંધિ બધું કામકાજ કરે છે. ઈડર સંસ્થાનમાં ઈડરમાં અંગ્રેજી હાઈસ્કુલ છે. ત્યાં પાંચ ધોરણ સુધી શીખવાય છે. તેની સાથે બહાર ગામના વિદ્યાર્થીઓ માટે એક હોસ્ટેલ જેને કેસરીબોર્ડિંગ કહે છે. તે બાંધવામાં આવેલું છે. વળી હીંમતનગરમાં પણ ઈંગ્લીશ સ્કુલ છે. સાદરા અને માણસામાં એકેક નીચલાં ધોરણો શિખવનારી એંગ્લો-વર્નાક્યુલર સ્કુલો છે. આ સિવાય પેથાપુર અને વાસણામાં ખાનગી એંગ્લો વર્નાક્યુલર સ્કુલો છે.

પ્રાથમિક કેળવણી આપવા માટે એજન્સિમાં છોકરાઓની અને છોકરીઓની ગુજરાતી શાળાઓ સ્થાપવામાં આવેલી છે.

ઈડર સંસ્થાનમાં ઈડર, બડોલી, વડાલી, બાયડ અને ચોઈલા એ પાંચ અને એજન્સિમાં સાદરા, માણસા, પેથાપુર, ડભોડા મહીસા, સુદાસણા અને હલદરવાસમાં એ રીતે સાતમળી કુલે ૧૨ નિશાળો કન્યા કેળવણી માટે સ્થાપવામાં આવેલી છે. વળી ખડાલ અને વરસોડામાં પણ કન્યાશાળાઓ સ્થાપવા માટે નક્કી થયું છે.

ઈડર સંસ્થાનમાં ૪૧ અને એજન્સિના બીજા તાલુકા અને થાણાઓમાં ૭૫ છોકરાઓની ગુજરાતી શાળાઓ મળી આ એજન્સિમાં ૧૧૬ પ્રાથમિક શિક્ષણ આપવા માટે છોકરાઓની ગુજરાતી સ્કુલો સ્થાપવામાં આવેલી છે. જેમાં વિદ્યાર્થીઓ કેળવણી લે છે આ ઉપરાંત પોળો, સંસ્થાનમાં ૨ અને ઈડર સંસ્થાનમાં લુસરીઆ, બીલડીઆ વગેરે સ્થળે મીશનરી (પાદરી) હસ્તક ચાલતી સ્કુલો છે.

સાદરા અને ઈડરમાં એકેક જાહેર પુસ્તકાલય (લાયબ્રેરી) છે. આ સિવાય માણસા, હીંમતનગર અને ડભોડામાં પણ લાયબ્રેરી છે.

સાદરામાં (ખાનગી) અને હીંમતનગરમાં (ઈડર સંસ્થાનનું) એ રીતે બે છાપખાનાં છે.

**વૈદ્યક ખાતું:**— આ એજન્સિના સદર સ્ટેશન સાદરામાં સીવ્હીલ હોસ્પિટલ છે. ઈડર સ્ટેટમાં તેમજ એજન્સિનાં ઈલાકા, પેથાપુર, મોહનપુર, કટોસણ, માણસા, સતલાસણા, હલદરવાસ, આંબલીઆરા, પુનાદરા, વરસોડા વગેરે સ્થળે તાલુકાના ખર્ચે દવાખાનાં ખોલવામાં આવેલાં છે. કે જેથી રૈયત દવાખાનાનો છુટથી લાભ લઇ શકે.

શીળી ટાંકવા માટે આ એજન્સિમાં વેકશીનેશન ( શીતળા ) ખાતું રાખવામાં આવેલું છે. શીતળા ટાંકવાનું કામ વેકશીનેટરો વેકશીનેટર ઈન્સ્પેક્ટરની દેખરેખ નીચે કરે છે.

**મ્યુનિસિપાલિટિ:**—મહીકાંઠાનાં મહત્વનાં ગામોમાં મ્યુનિસિપાલિટિ સ્થાપવામાં આવેલી છે. તે શહેર સુધરાઈ સંબંધિ સઘળું કામકાજ કરે છે. એવી મ્યુનિસિપાલિટિ સાદરા સીવ્હીલ સ્ટેશન, ઈડર હીંમતનગર, પેથાપુર, માણસા, ઓટાણા, વગેરે સ્થળે છે.

---

## મહીકાંઠા એજન્સિના રાજા રજવાડાઓના વર્ગ અને હકુમતના અખત્યારની વર્ગવારી.

## પહેલા વર્ગના રાજા (૧) :—

૧. ઈડરના મહારાજા.

## હકુમતના અખત્યાર.

**દિવાની:**—કુલ અખત્યાર.

**ફોજદારી:**—કુલ અખત્યાર પણ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇનસાફ કરી શકશે નહિ.

# બીજા વર્ગના રાજાઓ (૨)

૧. પોળોના રાઓ.        ૨. દાંતાના મહારાણા.

## હકુમતના અખત્યાર.

દિવાની:—૨૦,૦૦૦ રૂપિયા સુધી.

ફોજદારી:—કુલ અખત્યાર પણ દેહાંત શિક્ષાના મુકદ્દમામાં પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇનસાફ કરી શકશે નહિ

અપીલકોર્ટ:—પોલિટિકલ એજંટની કોર્ટ.

# ત્રીજા વર્ગના ઠાકોરો. (૪)

૧. માલપુરના રાવળજીશ્રી.        ૨. માણસાના રાવળજીશ્રી.*
૩. મોહનપુરના ઠાકોર.        ૪. કટોસણના ઠાકોરશ્રી+.

## હકુમતના અખત્યાર.

દિવાની:—૫,૦૦૦ રૂપિયા સુધી.

ફોજદારી:—બે વરસની કેદ તથા ૧૦૦૦ રૂપિયા દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇનસાફ કરી શકશે નહિ.

---

* માણસા અને કટોસણના દરબારોને સને ૧૯૦૩ ના કોરોનેશન પ્રસંગે અને માલપુરને સને ૧૯૧૧ ના કોરોનેશન પ્રસંગે હયાતી સુધી સાત વરસ કેદ, રૂ. ૧૦,૦૦૦ દંડ અને રૂ. ૨૦,૦૦૦ સુધી દીવાની દાવા સાંભળવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.

+ કટોસણ સ્ટેટને સને ૧૯૧૧ ના કોરોનેશન પ્રસંગે હંમેશ માટે ચોથા વર્ગમાંથી કાઢી ત્રીજા વર્ગમાં મૂકવામાં આવ્યું છે. ને ત્યારપછી ઠાકોરશ્રી લખવા ઠરાવ્યું છે. વળી અમદાવાદ જિલ્લામાં ઓનરરી ફર્સ્ટ કલાસ માજિસ્ટ્રેટનો પાવર સરકારે આ સ્ટેટને આપ્યો છે.

અપીલ કોર્ટ:—પોલિટિકલ એજંટની કોર્ટ.

## ચોથા વર્ગના ઠાકોરો. (૮)

| | |
|---|---|
| ૧. વરસોડાના ઠાકોર. | ૨. પેથાપુરના ઠાકોર. |
| ૩. રણાસણના ઠાકોર. | ૪. પુનાદરાના મીઆં. |
| ૫. ખડાલના મીઆં. | ૬. ઘોડાસરના ઠાકોર. |
| ૭. ઈલોલના ઠાકોર. | ૮. આંબલીઆરાના ઠાકોર. |

## હકુમતના અખત્યાર.

દિવાની:—૨૫૦૦ રૂપિયા સુધી.

ફોજદારી:—એક વરસની કેદ તથા ૫૦૦ રૂપિયા દંડ, પણ પોલિટિકલ એજન્ટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈનસાફ કરી ચકશે નાહ.

અપીલકોર્ટ:—પોલિટિકલ એજન્ટની કોર્ટ.

## પાંચમા વર્ગના ઠાકોરો. (૯)

| | |
|---|---|
| ૧. વલાસણાના ઠાકોર. | ૨. ડાભાના મીયાં.× |
| ૩. વાસણાના ઠાકોર. | ૪. સુદાસણાના ઠાકોર.+ |
| ૫. રૂપાલના ઠાકોર. | ૬. દધાળીઆના ઠાકોર.* |
| ૭. મગોડીના ઠાકોર. | ૮. વડાગામના ઠાકોર. |
| ૯. સાઠંબાના ઠાકોર. | |

---

+ ડાભાનો અધિકાર મોકુફ રાખી વાત્રકકાંઠાથાણામાં મુકેલો છે.

× સુદાસણાના ઠાકોરને સને ૧૯૧૧ ના કોરોનેશન વખતે ત્રીજા વર્ગનો અંગત અધિકાર આપવામાં આવ્યો છે.

* દધાળીઆનો અધિકાર મોકુફ રાખી સાબરકાંઠાથાણામાં મૂકેલો છે.

## હકુમતના અખત્યાર.

દિવાની:—૧૦૦૦ રૂપિયા સુધી.

ફોજદારી:—૭ મહીનાની કેદ તથા ૨૫૦ રૂપિયા દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઈનસાફ કરી શકશે નહિ.

અપીલ કોર્ટ:—પોલિટિકલ એજન્ટની કોર્ટ.

## છઠ્ઠા વર્ગના ઠાકોરો.* (૧૪)

૧. રમાંસના મીયાં. } વાત્રક કાંઠા થાણદારના તાબામાં.

૨. બોલુંદરાના ઠાકોર. ૩. દેરોલના ઠાકોર.
૪. ખેડાવાડાના ઠાકોર. ૫. કુડોલીના ઠાકોર.
૬. વકતાપુરના ઠાકોર. ૭. પ્રેમપુરના ઠાકોર.
૮. દેધરોટાના ઠાકોર. ૯. તાજપુરીના ઠાકોર
૧૦. +હાપાના ઠાકોર. ૧૧. લીખીના ઠાકોર.
} સાબરકાંઠા થાણદારના તાબામાં.

૧૨. સતલાસણાના ઠાકોર. ૧૩. ભાલુસણાના ઠાકોર.
૧૪. હડોલના ઠાકોર.
} ગઢવાડા થાણદારના તાબામાં.

---

* છઠ્ઠા તથા સાતમા વર્ગના ઠાકોરોને ઠરાવેલા અધિકાર ભોગવવા દેવામાં આવતા નથી. પણ તે તાલુકાઓનો ગ્રૂપ પાડી તેના ચાર જિલ્લા કે થાણાં (સાબરકાંઠા, વાત્રકકાંઠા, કટોસણ અને ગઢવાડા) ઠરાવ્યાં છે. બાવીશી માટે જુદું બાવીશી થાણું ઠરાવ્યું છે. એ રીતે પાંચ થાણાજિલ્લા ઠરાવ્યા છે તેનો વહીવટ દરેક જિલ્લાના થાણદાર કરે છે તેમને સરકારે બીજા વર્ગના માજીસ્ટ્રેટનો અધિકાર આપેલો છે.

+ હાપાતાલુકાના હાલના ઠાકોરને તેમના વર્ગનો (છઠ્ઠા વર્ગનો) અંગત અધિકાર મળેલો છે.

## હુકુમતના અખત્યાર.

**દિવાની:**—૫૦૦ રૂપિયા સુધી.

**ફોજદારી:**—ત્રણ મહીનાની કેદ તથા ૧૦૦ રૂપિયા દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇનસાફ કરી શકશે નહિ.

અપીલકોર્ટ:—પોલિટિકલ એજન્ટની કોર્ટ.

## સાતમા વર્ગના ઠાકોરો. * (૧૪)

| | | |
|---|---|---|
| ૧. મગુનાના ઠાકોર. | ૨. તેજપુરાના ઠાકોર. | કટોસણથાણદારના તાબામાં |
| ૩. વીરસોડાના ઠાકોર. | ૪. પાલજના ઠાકોર. | |
| ૫. દેલોલીના ઠાકોર. | ૬. કસળપુરાના ઠાકોર. | |
| ૭. મેમદપુરાના ઠાકોર. | ૮. ઈજપુરાના ઠાકોર. | |
| ૯. રામપુરાના ઠાકોર. | ૧૦. રાણીપુરાના ઠાકોર. | |
| ૧૧ ગાબટના ઠાકોર.× | | વાત્રકકાંઠા થાણદારના તાબામાં. |
| ૧૨. ટીંબાના ઠાકોર. | ૧૩ ઊંબરીના ઠાકોર. | ગઢવાડા થાણદારના તાબામાં. |
| ૧૪. મોટા કોઠારણાના ઠાકોર. | | |

## હુકુમતના અખત્યાર.

**દિવાની:**—૨૫૦, રૂપિયા સુધી.

**ફોજદારી:**—એક મહીનાની કેદ તથા ૫૦ રૂપિયા દંડ, પણ પોલિટિકલ એજંટની પરવાનગી વગર બ્રિટિશ રૈયતનો ઇનસાફ કરી શકશે નહિ.

**અપીલકોર્ટ:**—પોલિટિકલ એજંટની કોર્ટ.



× ગાબટ ઠાકોરને ત્રીજા વર્ગના માજિસ્ટ્રેટનો અંગત અધિકાર આપવામાં આવેલો છે.

## પ્રકરણ ૬ ઠું.

## જાણવા લાયક સ્થળો.*

સાદરા બજાર (૧૪૪૦)+:—એ મહીકાંઠા એજન્સિનું સદર સ્ટેશન " સાદરા છાવણી કે સાદરા કેમ્પ " એ નામથી ઓળખાય છે. તે સાબરમતીના કિનારે છે. ઇ.સ. ૧૪૨૬ માં ગુજરાતના બાદશાહ સુલતાન અહમદ ૧ લાએ બંધાવેલો પુરાતની મજબુત કિલ્લો છે તે ખાસ જોવા લાયક છે. એમાં એજન્સિ બંગલો, ઓફિસો, રાજસ્થાનિક ( લીઝ્ડ ) હાલ આવેલાં છે. સાદરા સીવીલ સ્ટેશન હોવાથી અહીં સીવીલ હોસ્પિટલ, લાયબ્રેરી, સ્કુલો, પોસ્ટ અને તાર ઓફિસ, દરબારી ઉતારા, એજન્સિ ઓફિસરોના બંગલા, કોર્ટો, ઓફિસો, પોલિસલાઇનો, જ્યુબિલિ ક્લોકટાવર, સીટીમાર્કેટ, બગીચા, ધર્મશાળાઓ, પેવેલિયન, પરેડ ગ્રાઉન્ડ અને તાલુકદારોના કુંવરોને કેળવણી આપવા સ્થાપેલી સ્કોટ કોલેજ, વગેરે સ્થળો આવેલાં છે અને તે જોવા લાયક છે. સાદરા બજારની હકુમત બ્રિટિશ સરકાર હસ્તક છે.

સાદરા ગામ. ( ૧૫૦૮ ):—એ વાસણા તાલુકાનું ગામ છાવણી સાથે જોડાએલું છે કેમકે છાવણી બાંધતા સાદરા ગામની

---

* મહીકાંઠા એજન્સિના બધા તાલુકાનાં રાજધાનીનાં તેજ પ્રાચીન ગામો અને પાંચ થાણાંના સદર સ્ટેશનો સંબંધિ જાણવા લાયક કેટલીક હકીકત સામાન્ય વર્ણનમાં આવી ગઇ છે તેથી ખાસ અગત્યનાં સ્થળોની હકીકતજ આ પ્રકરણમાં દાખલ કરવામાં આવી છે.

+ વસ્તીના આંકડા માત્ર ગુમાનના સારૂ આપેલા છે.

જમીન વાસણ્યા ઠાકોરે ભાડું લેવાનું ઠરાવી આપેલી છે. હાલમાં આદરા બજારની જમીનનું ભાડું દર વરસે રૂ. ૨૩૦ ) અપાય છે.

ઈડર ( ઈલિદુર્ગ ૪૮૬૩ ):—એ પ્રાચીન અને ઐતિહાસિક સ્થળ ઈડર સંસ્થાનનું રાજગાદીનું સ્થળ હતું. હાલમાં આ સ્થળને બદલે હીંમતનગર ( અમનગર ) માં રાજગાદી ઠરાવવામાં આવી છે. ઈડર શહેરને ફરતો પત્થરની ભીંતનો મજબુત કિલ્લો છે તે કિલ્લા નજીક ડુંગર છે અને તે ડુંગર શહેરની આસપાસ વીંટાએલો છે. શહેરમાં રાજ મહેલો, પ્રાચીન કુંડો, વાવો, બગીચા, ત્રિપોળીઓ નામે કલોકટાવર, વગેરે છે. સિવાય શહેરમાં, ગઢ અને ડુંગર ઉપર હિંદુ અને જૈનનાં દેવાલયો, પીરની દરગાહો, સ્થળો, મકાનો, વગેરે જોવા લાયક છે. તેમાં દુર્ઘટ અને અજીત " ઈડર ગઢ ", ડુંગરના શિખરો ઉપર ' રાવ રણમલ્લનું રક્ષસ્થાન ", " રૂઠી રાણીનો માળીઓ " ( શોકાતુર રાણીનો મહેલ ) એ પ્રાચીન અને ઐતિહાસિક સ્થળો ખાસ જોવા લાયક છે.

અમનગર. ( ૨૯૧૩ ):—હાલમાં આ શહેરનું નામ બદલીને હીંમત નગર રાખવામાં આવેલું છે. તે હાથમતીના કિનારે ઇડર રાજની હાલની રાજગાદીનું કોટબંધ અને ઐતિહાસિક શહેર છે. એને ફરતો કોટ છે. તે સુલતાન અહંમદશાહે ઇ. સ. ૧૪૨૬ માં બંધાવ્યો હતો. હાલમાં તે કેટલેક સ્થળેથી તૂટી ગયો છે. તેનો પ્રાંતિજ કે અમદાવાદનો દરવાજો કારીગરીનો ઉત્તમ નમુનો છે. આ શહેર પુરાતની બાંધણીનું છે. બાદશાહી વખતનાં મકાનો જીર્ણ હાલતમાં છે તો પણ ઉમદા અને જોવા લાયક છે. અહંમદશાહના શાહજાદાએ બંધાવેલી મસીદ, અને તેની બારીઓના પત્થરમાં ડાળાં પાંદડાં સાથેનું ઝાડનું કોતર કામ, નવલખી કુંડ, હાથમતીની નહેર,

અને હાલમાં મહારાજાએ તદ્દન પત્થરથી બંધાવેલો રાજ મહેલ એ ખાસ જોવા લાયક છે. આ શહેરને રાજગાદીનું મુખ્ય શહેર ઠરાવવામાં આવ્યું છે. એ એ. પી. રેલ્વેનું રેલવે સ્ટેશન છે. વહોરાની વસ્તી પુષ્કળ હોવાથી એ કસબો ગણાય છે. શહેર નજીકમાંથી ઇમારત લાયક અને કોતરકામ થઇ શકે તેવા કઠણ પત્થરોની ખાણો છે. અહીં કપડાં ધોવાનો સાબુ સારો બને છે. પ્રથમ અમનગરની આસ પાસ ઊંચી જાતની હળદર થતી હતી.

વડાલી ( ૪૧૭૧ ):—ઇડર સ્ટેટમાં આ અગત્યનું સ્થળ છે, અને તે ઇડર ખેડબ્રહ્મા લાઇનનું રેલવે સ્ટેશન છે. અહીં શાક ભાજી પુષ્કળ થાય છે. આ સ્થળ એજન્સિમાં વસ્તીમાં ૪ થા નંબરે આવે છે. અહીં જેનનાં દહેરાં જોવા લાયક છે.

ઘોડાદર ( ૯૫૬ ):—એ પોળો સંસ્થાનની હાલની રાજધાનીનું સ્થળ છે. એમાં રાવજીનો દરબાર, દેવાલયો, સ્કુલો, દવાખાનું, લાઇબ્રેરી, વગેરે છે.

પોળો ( વિજયનગર ):—એ જુની રાજગાદીનું ગામ છે. અહીંનાં ખંડેરો જોતાં તે પહેલાં મોટું શહેર હશે, સદેવંત સાવળીંગા અહીં થઇ ગયાં એમ કહેવાય છે. અહીં પત્થરથી બાંધેલો મોટો કુંડ છે તેમજ એક જૈન દહેરૂં જે લાખેણું દહેરૂં કહેવાય છે તે ઉત્તમ કોતર કામની પ્રાચીન કારીગરીનો નમુનો છે.

દાંતા. ( ૧૨૨૩ ) એ દાંતા સંસ્થાનની રાજધાનીનું શહેર ડુંગરની તળેટીએ આવેલું છે. એમાં મહારાણાના મહેલ, બગીચા, ધર્મશાળા, વગેરે છે. હાલમાં દાંતાનું નામ "દાંતા ભવાનગઢ" એવું રાખવામાં આવ્યું છે.

માલપુર ( ૧૫૯૯ ):—એ વાત્રક નદીના કાંઠે રાજધાનીનું

ગામ છે. એને ફરતો પુરાતની કિલ્લો, મહેલ, બગીચો, બંગલો, વગેરે જોવા લાયક છે.

**માણસા** (૮૫૦૫):—એ રાજગાદીનું શહેર મહીકાંઠામાં વસ્તીમાં પહેલા નંબરે છે. અહીં ઉચ્ચ કોમની અને ઘાડી વસ્તી છે. વ્યાપારને લીધે અહીંના લોકોનો સંબંધ મુંબાઈ, પુના વગેરે દેશાવર સાથે છે. અહીં મહેલ, બગીચો, સ્કુલો, વૈષ્ણવી મંદિરો, તળાવો, શ્રીમંત શેઠીઆઓનાં મકાનો વગેરે જોવા લાયક છે.

**મોહનપુર** (૭૪૮):—એ રાજગાદીનુ ગામ મેશ્વો નદી ઉપર છે. કાંબળી નામના વહેળાનો મેશ્વો સાથે સંગમ થાય છે. તે સ્થળનો દેખાવ ચોમાસામાં રમણીય લાગે છે. અહીંનો દરબાર અને બગીચો જોવા લાયક છે.

**અડપોદરા** (૧૦૩૮):—મોહનપુર તાલુકાનું ગામ છે. આ સ્થળ અબરખની ખાણો માટે વખણાય છે. ગામના ડુંગર ઉપર આશાનું દેવળ છે ત્યાં મેળો ભરાય છે.

**પેથાપુર** (૩૭૧૨):—સાબરમતીના કાંઠે રાજગાદીનું સ્થળ છે. અહીં ખત્રી અને ભાવસારની વસ્તી વિશેષ છે. તેઓ રંગાટી કામ ઘણું સારૂં કરે છે. અહીં બાંધણીના સાડા કે જે "પેથાપુરની બાંધણી," એ નામથી પ્રખ્યાત ગણાય છે. અને તે વખણાય છે. અહીંથી જથાબંધ કાપડ શિયામ અને ચીન જાય છે. પ્રથમ જામગીરીવાળી બંદુકો સારી બનતી હતી, સિવાય હાલમાં પણ તરવાર, ભાલા, જમૈયા, છરા, છરી, ચપ્પુ, વગેરે હથિયારો અને તાળાં વખાણવા લાયક થાય છે.

**પુનાદરા** (૬૦૦):—એ વાત્રકના કિનારે રાજગાદીનું ગામ છે. એની પાસે મહંમદ બેગડાના વખતનો પુરાતની કિલ્લો છે.

અહીંથી એક મૈલ છેટે વાત્રકના કાઠે ઉત્કંઠેશ્વર (ઊંઠડીઆ) મહાદેવનું વિશાળ શિવાલય ગાયકવાડી હદમાં આવેલું છે. ત્યાં મહા શિવરાત્રીએ અને સિંહસ્થ વર્ષે મોટો મેળો ભરાય છે.

થોડે દુર ઝાડીમાં કેદારેશ્વર મહાદેવનું રમણીય સ્થળ આવેલું છે તે પણ જોવા લાયક છે.

કટોસણ (૧૧૬૮):—એ કટોસણ તાલુકાની રાજગાદીનું સ્થળ છે તેથી અહીં દરબાર, કોર્ટ અને તેને ફરતો કિલ્લો છે. કટોસણ આસપાસ ઉદપુરા અને ધનપુરા એ પરાં છે. તે જુદાં જુદાં ગામ ગણાય છે. ધનપુરા કટોસણ તાલુકાનું ગામ છે. એમાં બગીચો, દવાખાનું અને દરબારી માણસોના ઉતારા માટે મકાનો બાંધેલાં છે.

ચુંવાળમાં આ તાલુકો પ્રસિદ્ધ અને મશહુર છે. ચુંવાળના બીજા તાલુકાઓ કેટલાક વિરમગામ તાલુકામાં અને ગાયકવાડ સરકારના મુલકમાં આવેલા છે. તે સઘળામાં કટોસણ તાલુકો સૌથી અગત્યનો ગણાય છે તેથી પણ આ સ્થળ શ્રેષ્ઠ અને અગત્યનું છે.

ઓટાણા. (૨૩૭૮):—કટોસણ તાલુકાનું કટોસણ જિલ્લામાં વસ્તી અને વ્યાપારમાં આગળ પડતું મોટામાં મોટું સ્થળ અને રેલવે સ્ટેશન છે. અહીં પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, વગેરે ઉચ્ચકોમની વસ્તી છે. જૈનનું દેરાસર, ગામની પાદરે લક્ષ્મીનારાયણનું વિશાળ અને રમણીય મંદિર, શિવાલય, વગેરે જોવા લાયક છે. અહીંનાં ખંડેરો જોતાં આ સ્થળ પ્રથમ મોટું શહેર હશે એમ અનુમાન થાય છે.

પાલજ:—(૭૭૭) જેને સર્પ, ઝેરી ઉંદર કે ઝેરી જનાવર કરડયું હોય તેને પાલજના મહાદેવના મંદિરમાં આવી ત્યાંના કુવાનું પાણી પીવાની બાધા રાખવાથી ઝેર ચઢતું નથી એવી માન્યતા ચાલે છે.

**આંબલીઆરા:**—(૧૭૫૨) માજુમ નદીના કાંઠે એ "**ભાથીજીના આંબલીઆરા**" એ નામથી પ્રસિદ્ધ છે. અહીં દરબાર, બે બગીચા, મુસાફરી બંગલો, વગેરે જોવા લાયક છે. હલકી જાતના અકીક નીકળે છે. તે પરદેશ જાય છે. વીરમના વાળા (ખસ) થાય છે તેની (ખસની) ટટ્ટી બને છે તે ઉનાળામાં ઠંડક મેળવવાના ઉપયોગ સારૂ કામમાં લેવાય છે. સિવાય વિરમનાવાળા (ખસ) ધુપેલ (સુગંધીદાર પાકું તેલ) તેલ પાડવાના ખપમાં પણ આવે છે.

**વાસણા:**—(૨૧૨૩) સાબરમતી નદીના કાંઠે "**હોલારણાના વાસણા**" એ નામે ઓળખાય છે. અહીં ભાવસારની વસતી ઘણી છે તેઓ રંગાટીનું કામ સારૂં કરે છે. વાસણામાં બનતું દેશી કાપડ કેટલુંક શિયામ, ચીન વગેરે પરદેશ જાય છે. અહીંનાં ગોદડાની ખોળો (ખોળીઆં), સેલાં, બૈરાંના બરનું જાડું દેશી કાપડ, સાલ્લા વગેરે વખણાય છે.

**ડભોડા** (૨૮૧૧) એ ખારી નદીના કાંઠે બાવીશી થાણાનું મુખ્ય સ્થળ અને રેલ્વે સ્ટેશન છે. સ્ટેશન નજીક મહીકાંઠા માટે ખાસ દારૂ ગાળવા સારૂ ડીસ્ટલરી બાંધવામાં આવેલી છે. તેથી આ આબકારી ખાતાનું પણ મુખ્ય સ્થળ છે. અહીં "**ડભોડીઆ હનુમાન**" નું દેવળ છે તેની ઘણી માનતા ચાલે છે. સિવાય થાણુદાર ઓફિસ, પોલિસ થાણું, દવાખાનું, લાયબ્રેરી, સ્કુલો અને પોસ્ટ ઓફિસ વગેરે આવેલાં છે.

**મહીસા.** (૧૫૯૭):—એ બાવીશીનું પેટા થાણું છે. તેથી અવલ કારકુન ઓફિસ, પોલિસ પેટા થાણું, સ્કુલો, પોસ્ટ ઓફિસ

અને મર્મસાગર નામનું મોટું તળાવ આવેલાં છે. મર્મસાગર તળાવમાં કમળ થાય છે.

---

## જાણવા લાયક યાત્રાનાં સ્થળ :—

ખેડબ્રહ્મા ( ૧૧૦૭ ):—એ ઇડર સંસ્થાનમાં યાત્રાનું સ્થળ છે, તેને બ્રહ્માની ખેડ કે ખેડ પણ કહે છે. એ હરણાવ-હરણાક્ષીના કાંઠે છે. એમાં ભૃગુ ઋષિનો આશ્રમ અને બ્રહ્માની મૂર્તિ જે તદ્દન રેતીની બનાવેલી છે તે જોવા લાયક છે અને અંબાજીનું મંદિર, તે ફરતી ધર્મશાળા અને નજીકમાં માનસરોવર આવેલું છે તે પણ જોવા લાયક છે.

અહીં ભૃગુએ બંધાવેલું પ્રાચીન બાંધણીનું દેવાલય છે. તે સંબંધમાં બ્રહ્મ પુરાણમાં એવી કથા છે કેઃ—બ્રહ્માના પુત્ર ભૃગુએ બ્રહ્મા અને રૂદ્રનું અપમાન કર્યું તેથી પાપ નિવારણ માટે આ બ્રહ્મક્ષેત્રમાં આવી નદીમાં સ્નાન કરી શિવની તપશ્ચર્યા કરી તેથી પ્રસન્નથઇ શંકરે પાપ મુક્ત કર્યા ત્યારથી આ ક્ષેત્ર ભૃગુક્ષેત્ર કહેવાય છે.

ખેડબ્રહ્મા નામ પડવાનું કારણ. બ્રહ્મપુરાણમાં એવું બતાવ્યું છે કેઃ—બ્રહ્માએ પાપ મુક્ત થવા માટે વિષ્ણુની સલાહથી હાલ જ્યાં ખેડબ્રહ્મા છે ત્યાં નદીના કાંઠે વિશ્વકર્મા પાસે ગામ બંધાવી મહાયજ્ઞ કર્યો બ્રહ્માએ જતી વખતે પોતાની ચાર મુખવાળી મૂર્તિ સ્થાપન કરી તેથી આ સ્થળનું નામ બ્રહ્માની ખેડ એવું પડયું એમ કહેવાય છે.

અહીં દર વરસે મહા સુદી ૧૪ થી મહા શિવરાત્રિ સુધી પંદર દિવસ મોટો મેળો ભરાય છે. મેળામાં ગુજરાત, કાઠિયાવાડ,

મેવાડ વગેરે તરફના વેપારીઓ અનેક પ્રકારનો માલ લાવે છે અને તે વેચે છે. બદલામાં આ તરફ થતો માલ પણ પુષ્કળ ખપે છે. તેથી આવા મેળા એક બીજા સ્થળે થતા માલનો અરસપરસ અદલો બદલો કરવા માટે ઘણા ઉપયોગી છે.

સામળાજી (૯૬):—ઈડર સંસ્થાનમાં મેશ્વા નદીના કાંઠે બીલોડા નજીક મેવાડની સરહદ પર પુરાતન અને પવિત્ર ધામ છે. એમાં સામળાજી એટલે શ્રીકૃષ્ણની મૂર્તિ છે. એ મંદિર પ્રાચીન બાંધણીનું છે. દેવાલયના પત્થરો ઉપર હાથી, ઘોડા, વગેરે જનાવરોનાં ચિત્રો છે, મંદિરના સભા મંડપ આગળ પાષાણના મહાવત સાથે ઉમદા નકસીના મોટા હાથી છે!

આ પ્રાચીન મંદિરમાં સને ૯૪ અને ૧૦૨ ના લેખ છે તે ઉપરથી મૂર્તિનું નામ ગદાધરજી જણાય છે. દેવળ નજીક જુનું સામળાજીનું, સોમનારાયણજીનું અને મહાદેવજીનું એવાં બીજાં ત્રણ દેવલય છે. મહાદેવજીનું દેવાલય ભોંયરામાં છે તેથી તે કાશીવિશ્વેશ્વર કહેવાય છે આ ત્રણ દેવળો તથા ગાંધારીની ૧૦૧ બાળકો સાથેની મૂર્તિ એ જોવા લાયક છે. મેશ્વો નદીમાં "નાગધરો" નામે મોટો ધરો છે તેમાં નહાવાથી ભૂત, પ્રેત, પિશાચના વળગાડનો વહેમ દુર થાય છે. અહીં કરમાબાઈ નામનું મોટું તળાવ છે. આ તળાવ કોઇ ઋષિયે વગર હથિયારે હાથથી કરેલું છે એવી દંતકથા ચાલે છે. સામળાજીમાં દરવરસે કારતગ સુદ ૧૫ ઉપર મોટો મેળો ભરાય છે. આ મેળો પખવાડીયું ચાલે છે તેમાં ગુજરાત, રાજપુતાના અને મધ્ય હિંદુસ્તાનના વેપારીઓ અને યાત્રાળુઓ આવે છે મેળામાં જાનવરો જેવાં કે:—બળદ, ઘોડા, ગાયો, ભેંસો, વગેરે અને બીજા

માલની જથાબંધ ખપત થાય છે. પહેલાં મેળો ઘણો વિસ્તારમાં ભરાતો હતો. કેમકે ગુજરાતમાં આવતા અફીણની ખરીદી પ્રથમ આ મેળામાં થતી હતી. પણ હવે અફીણનો પાકો બંદોબસ્ત થવાથી આ મેળામાં આવતું અફીણ બંધ થયું છે.

ભુવનેશ્વર (ભવનાથ):—ઇડરથી ૧૫ મૈલ ઉત્તરે અને બીલોડાથી દક્ષિણે ચાર મૈલ છેટે દેસણ ગામે પુરાતન તળાવ છે. તેના કિનારા ઉપર શ્રીભુવનેશ્વર કે ભવનાથ મહાદેવનું પ્રાચીન અને પવિત્ર દેવાલય છે. અહીં શ્રાવણ માસમાં મોટો મેળો ભરાય છે. અહીં ભગુઋષિનો આશ્રમ પણ છે. આ પુરાતન અને પવિત્ર તળાવની જમીન અને પાણીમાં રગતપીત તથા બીજી જાતના કોઢ મટાડવાનો મહાન ગુણ રહેલો છે. તેથી કોઢવાળાં દર્દીઓ ત્યાં આવી રહે છે. ભવનાથમાં રહેનાર સાધુની સુચના પ્રમાણે દર્દીઓ તળાવમાં નહાય છે અને કિનારા પરની ભભુતી જેવી માટી શરીરે ચોળી ત્રણચાર કલાક સુધી રહેવા દે છે. આ માટી કે જે ઘણી બારે અને રાખોડીના રંગની છે. તેનાં તત્ત્વો બીજી માટીનાં જેવાં જણાયાં હતાં છતાં પણ તેમાં કોઢ અને રગતપીતનો રોગ મટાડવાનો અદ્ભુત ગુણ રહેલો છે. માટે હાલમાં ત્યાં દર્દીઓને વસવા માટે ધર્મશાળા અને સેનીટેરીઅમ બંધાવ્યું છે. તેથી સરળતા થઈ છે.

ભુવનેશ્વરના દેવળ નજીકના ડુંગરમાં ભુવનેશ્વરીનું મંદિર આવેલું છે. અને નજીકના જંગલમાં "ચ્યવનભાર્ગવ" નામના મહર્ષિનો આશ્રમ હતો એમ મનાય છે.

તારંગા (૧૪૮):—એ દાંતાથી ૨૦ મૈલ દક્ષિણે ટીંબાની હદમાં ડુંગરી ઉપર અજીતનાથ અને સંભવનાથનાં પુરાતન જૈન

દેવાલયો છે, તારંગા એ નામ તારણુ માતાના દેવાલય ઉપરથી પડેલું હોવું જોઇએ. મુખ્ય દેવળ અણુહિલવાડના સોલંકી જૈનધર્મી રાજા કુમારપાળે ઈ. સ. ૧૧૪૩ માં બાંધેલું છે. દેવળ બાંધવા ડુંગરની ટોચ ઉપર આવી ઝાડીમાં પત્થરો શી રીતે લઈ જવામાં આવ્યા હશે એ વિચારવું મુશ્કેલ છે. આ દેવળ ૧૨૫ ફીટ ઉંચું છે. આની પાસેના દેવળમાં તીર્થંકરની ૨૦૮ મૂર્તિઓ એક આરસ પહાણુના પત્થરમાં કોતરેલી છે. તારંગાજીની મુખ્ય યાત્રા કારતકી અને ચૈત્રી પૂનમે હોવાથી તે વખતે યાત્રાળુઓ પુષ્કળ ભેગા થાય છે.

**અંબાભવાની (૫૬૪):—**એ દાંતા સંસ્થાનમાં સરસ્વતીના મૂળ પાસે આરાસુરના ડુંગરોમાંથી ગુજરાતમાં પવિત્ર અને પ્રસિદ્ધ યાત્રાનું ધામ આવેલું છે. આ દેવળમાં શિવની અર્ધાંગના અને હિમાચળની પુત્રી દુર્ગા જગતની માતા અંબાભવાનીના રૂપે પૂજાય છે. માતાની માનતા ઘણા પ્રાચીન કાળથી ચાલે છે. શ્રીકૃષ્ણના વાળ અહીં ઉતાર્યા હતા, રૂક્ષ્મણીજી અહીં પૂજન કરવા આવ્યાં હતાં અને અહીંથીજ કૃષ્ણે હરણ કર્યું હતું, એમ કહેવાય છે. ગુજરાતના વલ્લભીનગરના મહારાજા શિલાદિત્યની રાણી પુષ્પાવતી વલ્લભીપુરનો નાશ થયો ત્યારે યાત્રાર્થે આવી હતી. આથી પણ પુરાતન કાળથી અંબાભવાનીનું ધામ ઘણું નામીચું અને પ્રસિદ્ધ ગણાય છે.

દેવીની યાત્રા માટે વર્ષમાં પાંચ વખત સંઘ આવે છે. તેમાં ભાદરવા માસમાં માતાજીનો જન્મ દિવસ આવે છે તે પ્રસંગે મોટો સંઘ ભરાય છે. નવરાત્રિમાં મહારાણા હવન કરે છે. અંબાજીની મૂર્તિ નથી. પણ સોના અને રૂપાની પાદુકાનું પૂજન થાય છે;

ભવાનીના દેવળની પશ્ચિમમાં "ગબ્બરગઢ" છે. ત્યાં અસલ કિલ્લો હતો. એના ઉપર ચઢવાનું કામ મુશ્કેલ હતું. તેથી "જે ચઢે

મબ્બર તે થાય જબ્બર" એવી કહેવત હજુ પણ બોલાય છે. માતાજીના દેવળની પાછળ માનસરોવર છે તેના કિનારા ઉપર અજીત-માતાનું દેવળ અને માતાજીના દેવળ સામે વાવ છે.

કુંભારીઆ (૨૮):—અંબા ભવાનીની પાસે વહેળીઆ કિનારે સ્વાભાવિક ઉગેલાં સુગંધમય પુષ્પના છોડવા અને ઝાડોની ઘટામાં ચિતોડના કુંભારાણાએ વસાવેલું કુંભારીઆ ગામ છે. તેની પાસે ધોળા આરસપહાણનાં વિમળશાનાં બંધાવેલાં જૈનનાં દહેરાં છે. આ દહેરાં પ્રથમ ૩૬૦ હતાં હાલ પાંચ રહેલાં છે. જ્યાં વિમળશાએ દહેરાં બંધાવેલાં હતાં તે બળી ગયાની વાત સાચી જણાય છે. કેમકે તે વખતે આરાસુરના આખા ડુંગરમાં જ્વાળા મુખીનાં તત્વ પ્રજ્વલિત હતાં એમ જણાય છે. વળી એવી પણ દંતકથા ચાલે છે કે અંબાજીના પ્રતાપથી આ દહેરાં બળી ગયાં હશે એવું વિમળશાએ આબુ ઉપર દેલવાડામાં દેવળ બંધાવેલું છે તેમાં માતાજીની સ્તુતિનો લેખ છે તે ઉપરથી જણાય છે.

કોટેશ્વર (૩):—અંબાજીથી ચાર મૈલ છેટે કોટેશ્વર મહાદેવનું દેવળ છે. અંબાજીની યાત્રાએ આવેલા યાત્રાળુઓ અહીં ખસુસ જાય છે. પવિત્ર સરસ્વતી નદીનું મૂળ અહીંઆંથી શરૂ થાય છે. એથી આ સ્થળ પવિત્ર મનાય છે.

કેદારેશ્વર:—એ વાત્રક નદીના કાંઠે વસ્તીથી દુર જંગલ ઝાડી અને વાંઘામાં નિર્માલી અને તેલનાળ નજીક પવિત્ર શિવાલય આવેલું છે. અહીં વાંઘામાંથી નાની નાની ઝાંઝરી અને ઝરણા પત્થરોમાંથી ઝરે છે તેમાંના કેટલાંકનું પાણી શિવાલયની આસપાસ ભ્રમણ કરી શિવલિંગને નવરાવી ગૌમુખ રસ્તે નિરંતર વહ્યાં કરે છે તે વાંઘામાંથી

આવતી નાની ઝાંઝરીમાં ભળી આગળ જતાં વાત્રકમાં ભળી જાય છે અહીં સ્વાભાવિક ઉગેલાં કદળી (કેળ) વૃક્ષોનો સમુદાય છે. અહીં દરવરસે શ્રાવણ માસમાં, મહા શિવરાત્રિ અને સિંહસ્થવર્ષે મોટો મેળો ભરાય છે. અને અસંખ્ય યાત્રાળુઓ એકઠા થાય છે.

**ઊત્કંઠેશ્વર-ઊંટડીઆ મહાદેવઃ**—એ પવિત્ર પ્રખ્યાત અને વિશાળ શિવાલય વાત્રક નદીના ડાબા કાંઠે ગાયકવાડ સરકારની હદમાં પુનાદરા નજીક આવેલું છે. આ શિવાલય નદીના તટ ઉપર ઊંચા ટેકરા ઉપર બહુ મજબુત અને વિશાળ જગામાં ઊંચા પ્રકારની બાંધણીથી ઘણુંજ મોટું બાંધવામાં આવેલું છે. અહીં જાબાલી ઋષિનો આશ્રમ હતો એમ કહેવાય છે. દર વર્ષે મહા શિવરાત્રિ અને સિંહસ્થ વર્ષે ઘણો મોટો મેળો ભરાય છે જે વખતે એક લાખ કરતાં પણ વધારે યાત્રાળુઓ અને વેપારીઓ એકઠાં થાય છે. સિંહસ્થ વર્ષે તો ઘણો મોટો મેળો ભરાય છે.

**બહુચરાજીઃ**—એ પવિત્ર સ્થળ ચુંવાળમાં ગાયકવાડ સરકારની હદમાં આવેલું છે. અહીં ચૈત્ર સુદી ૧૫ મોટો મેળો ભરાય છે. જેમ આરાસુરમાં અંબાજીનું પવિત્ર સ્થળ છે તેમ ચુંવાળમાં બહુચરાજી માતાનું પવિત્ર સ્થળ છે. બહુચરાજીની યાત્રાએ ગુજરાત અને મુંબાઇ ઇલાકામાંથી અસંખ્ય યાત્રાળુઓની મેદની દર વર્ષે આવે છે. આ સ્થળ ગુજરાતમાં દિલ્હીનો પાદશાહ અલ્લાઉદીન ખુની આવ્યો તે પહેલાંનું પ્રસિદ્ધિમાં છે.



# જાહેર ખબર.

## મારા તરફથી પ્રગટ થએલાં પુસ્તકો.

૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ..............રૂ. ૦-૧

૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળઃ—આ પુસ્ત શરૂઆતમાં ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ, (શિખવવાની સુચના આકૃતિ સાથે) મહીકાંઠાની વિસ્તૃત સામાન્ય ભૂગોળ, અને એજન્સિ આવેલાં સ્ટેટો અને થાણાંનો ખાસ (વિસ્તૃત હકીકત પૂરી પાડ ભૂગોળ સહિત. સફાઈદાર છાપ, રોયલ સોળ પેજી ઉંચા ક ચૌદથી પંદર ફરમાનું પુસ્તક હોવા છતાં પણ સસ્તી કીંમત પ કું પું રૂ. ૦-૮-૦ કાચું પૂંઠું રૂ. ૦-૬-૦.

૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળઃ—ઉંચા કાગળ, સફાઈદાર છાપ રોયલ સોળ પેજી ૭ સાત ફરમાનું પુસ્તક હોવા છતાં પણ સસ્તી કીંમત રૂ. ૦-૩-૦.

૪. ઈડર સંસ્થાનની ભૂગોળ..............રૂ. ૦-૨-૦.

મળવાનું ઠેકાણું:—

સાદરા, મહીકાંઠા એજન્સિ. } ભાઈચંદ પુંજાદાસ-શાહ. હેડ માસ્તર તાલુકા સ્કુલ સાદરા. (મહીકાંઠા.)